# છબી

અનુવાદક:

ગોપાલદાસ જીવાભાઈ પટેલ

[ શ્રી. રામનારાયણ વિ. પાઠકની પ્રસ્તાવના સહિત ]

પ્રકાશક:

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

અમદાવાદ

# નિવેદન

આ સંગ્રહમાં ‘છબી’ અને ‘હરિલક્ષ્મી’ એ બન્ને પુસ્તકોમાંની વાર્તાઓનો સમાવેશ કર્યો છે. તેમાં ‘હરિલક્ષ્મી’ નામની વાર્તાનો અનુવાદ શ્રી. ભોગીલાલ ગાંધીએ કરેલો છે.

આ વાર્તાસંગ્રહ પહેલી આવૃત્તિ વખતે શ્રી. નગીનદાસ પારેખ સંપાદિત શરદગ્રંથાવલિમાં ત્રીજા મણકારૂપે ઈ. સ. ૧૯૩૩ માં પ્રસિદ્ધ થયો હતો. તે વખતે શ્રી નગીનદાસ આખા અનુવાદને કાળજીથી મૂળ બંગાળી સાથે સરખાવી ગયા હતા. આ બીજી આવૃત્તિ વખતે પણ તેમણે આખો અનુવાદ આંખ તળેથી કાઢ્યો છે.

આ અનુવાદનો ઉપોદ્ઘાત લખી આપવા બદલ પહેલી આવૃત્તિ વખતે શરદગ્રંથાવલિના સંપાદક તરીકે શ્રી. નગીનદાસે શ્રી. પાઠકસાહેબનો આભાર માન્યો હતો તેથી વૈયક્તિક રીતે તેમનો આભાર માનવાની મને તે વખતે તક મળી ન હતી. આ વખતે તે તકનો લાભ લેતાં મને હાર્દિક આનંદ થાય છે.

અનુવાદક

# ઉપોદ્ઘાત

**શરદ**બાબુ જેવા લાંબી વાર્તાના સિદ્ધહસ્ત લેખક છે તેવા જ ટૂંકી વાર્તાના પણ છે. શ્રીયુત મહાદેવભાઈએ શરદબાબુની ત્રણ વાર્તાઓનું ભાષાન્તર કરીને ગુજરાતી વાર્તાવાચકવર્ગને તેમનો પ્રથમ પરિચય કરાવ્યો. આ સંગ્રહમાં તેમની બીજી છ ટૂંકી વાર્તા આવે છે.

'પલ્લીસમાજ' જે આ પહેલાં શરદગ્રંથાવલિના બીજા પુસ્તક તરીકે પ્રસિદ્ધ થઈ છે, તે ઉપરથી ગામડાના સમાજ તરફની શરદબાબુની ટીકાદૃષ્ટિ પૂરેપૂરી સ્પષ્ટ થાય છે. આ સંગ્રહમાં 'છબી' અને 'મુકદ્દમાનું ફળ' એ સિવાયની ચાર વાર્તાઓ બંગાળના પલ્લીસમાજનાં જ વાર્તાચિત્રો છે.

આપણે પ્રથમ પલ્લીસમાજ સાથે સંબંધ ન ધરાવતી વાર્તા લઈએ. 'છબી' એમાં પ્રથમ આવે છે. આ વાર્તા એક જુવાન પ્રેમીઓની વાર્તા છે. કવિ ભવભૂતિએ કહ્યું છેઃ व्यतिषजति पदार्थानांतरः कोऽपि हेतुः । કોઈ આંતર હેતુ પદાર્થોને ભેગા કરે છે. પ્રેમ મનુષ્યોને ભેગાં કરનાર કોઈ આંતર હેતુ છે એ ખરું, પણ એ આંતર હેતુ કામ કરતો હોય છે ત્યાં પણ એ વ્યક્તિઓને એકબીજાને અનુકૂલ થતાં ઘણી વાર લાગે છે, ઘણી યાતનાઓ સહન કરવી પડે છે, અને તેમાંથી ઘણાં કરુણ પરિણામો પણ કોઈ વાર આવે છે.

આ વાર્તામાં એવું કરુણ પરિણામ આવતું આવતું રહી જાય છે, પણ વ્યક્તિઓની યાતના ઓછી નથી. વાર્તાની

શરૂઆતથી જ કોઈ પણ કહી શકે કે અઢળક દ્રવ્યની વારસ અને અદ્ભુત રૂપસંપન્ન મા–શોયે અને અદ્ભુત રૂપસંપન્ન તે સાથે ચિત્રકલાકોવિદ બા–થિન પરણીને સુખી થવાને માટે ઈશ્વરને ત્યાંથી સરજાયાં છે. પણ એક નહિ જેવી વાતમાંથી બન્ને વચ્ચે ભેદ થાય છે અને જાણે બન્ને સમજતાં છતાં, કંઈક બન્નેની મરજી ન છતાં, તે વધતો જાય છે. રસશાસ્ત્રીઓએ કામને વામ કહ્યો છે તે અનેક દૃષ્ટિએ સાચું છે.

બા–થિનના પિતાને મા–શોયેના પિતાનું દેવું હતું, તે દેવું ચિત્રો વેચીને ભરી દેવાની બા–થિનની પ્રતિજ્ઞા હતી. પોતાના પ્રેમસંબંધમાં આવો લેણદેણનો સંબંધ બા–થિન મનમાં રાખે તે વિચાર પણ મા–શોયેને અસહ્ય હતો. અલબત એવા પ્રેમમાં લેણદેણનો સંબંધ મનમાં બાંધી રાખવો એ કંઈક અનુદારતા ગણાય અને મા–શોયેને એ અસહ્ય લાગે એ સ્વાભાવિક છે, પણ ઘણીવાર કોઈ સ્થૂલ નિમિત્ત નીચે વધારે ગંભીર રહસ્યજલો વહેતાં હોય છે તેવું આ છે. વિશેષ તો એ છે કે બા–થિન તેની ચિત્ર કરવાની લતમાં મા–શોયેના સ્વાભાવિક મુગ્ધ વિલાસ–વિભ્રમો તરફ પણ ઉદાસીન—જાણે તેનાથી અસ્પૃષ્ટ—રહે છે, અને તેનો મા–શોયેને ખરો દંશ લાગે છે. અને પ્રેમ હોવા છતાં ભેદ થવાનું ખરું રહસ્ય એ છે કે બા–થિન લગ્નની ખાતર પોતાની કલાનો ભોગ—પોતાના જીવનકર્તવ્યનો ભોગ આપવા ઈચ્છતો નથી. જીવનની રહસ્યદૃષ્ટિના આવા ભેદો, જીવનની શ્રદ્ધાના ભેદો, માત્ર તપથી અને બીજાનું જીવન સમજવા જેટલા અભિમાનના સાચા ત્યાગથી જ લુપ્ત થઈ

શકે છે. પ્રેમ પરલક્ષી હોવા છતાં તેના કાચા સ્વરૂપમાં તે સ્વાર્થી અને અભિમાની હોય છે. અને દરેક પ્રેમીને પરસ્પરના સંશ્લિષ્ટ જીવનમાં દાખલ થતાં પહેલાં એ સ્વાર્થવૃત્તિ ગમે તે પ્રકારે ધોવી પડે છે.

વાર્તાકારની ખૂબી એ છે કે બન્ને વચ્ચે મતભેદ વધતો જતો બતાવતાં છતાં, દરેક ક્ષણે વાંચનાર સમજતો હોય છે કે બન્ને વચ્ચે અદમ્ય સ્નેહ છે. જે ચિત્રની લતમાં બા–થિન મા–શોયેને બોલાવતો નથી, તે ચિત્રમાં અજાણપણે તે મા–શોયેને મૂકે છે. મા–શોયેનું તો જીવન આખું બા–થિન વિના નીરસ; અર્થ વગરનું થઈ જાય છે. મા–શોયે શરદ બાબુનાં કેટલાંક સ્ત્રી–નિર્માણોની માફક બહુ પ્રબલ સ્વભાવની સ્ત્રી છે. તેના સ્વભાવના આઘાત–પ્રત્યાઘાતો ઘણા વેગવાળા છે. તે જેટલી પ્રેમમા આવેશવાળી છે તેટલીજ દ્વેષમાં અવિચારી બને છે. છતાં પોતે ઉપસ્થિત કરેલી સ્થિતિ જ પરાકાષ્ઠાએ પહોંચતાં તેનો સાચો પ્રેમ ઊછળી આવે છે, અને ખરા પત્નીપ્રેમથી તે સ્વયં જિતાઈ ને બા–થિનને જીતે છે. કથાકાર કોઈ જગાએ આપણને સ્પષ્ટ કહેતો નથી. કયાંઈ સૂચવતો પણ નથી, પણ વાંચનાર જાણે છે કે બન્નેની વચ્ચેનો ભેદ નીકળી ગયો છે અને વાંચનારે નિર્માણના પ્રારમ્ભમાં ઇચ્છેલું જોડું છેવટે પરણીને સુખી થશે.

'છબી'ની વાર્તા કેવળ કલ્પિત ગણાય. એટલું કે તેમાં વાર્તાકારે કોઈ પણ વાસ્તવિક વસ્તુસ્થિતિનો ચિતાર આપવાને તે નથી લખી, માત્ર માનવહૃદયમાં રહેલા ભાવોનો નૈસર્ગિક વ્યાપાર બતાવવા પાત્રો અને વસ્તુસ્થિતિ કલ્પેલાં છે. 'મુકદ્દમાનું ફળ'

એ અર્થમાં કેવળ કલ્પિત વાર્તા નથી. શરદબાબુ જાણે આ વાર્તામાં કહેવા માગે છે કે પલ્લીસમાજ ભલે પતિત છે, પણ તેમાં ક્યાંક એવું સ્ત્રીરત્ન રહેલું છે, જેની અદ્ભુત નૈસર્ગિક માતૃવત્સલતા હજી ચૈતન્યમય રહી છે. શ્રીયુત મહાદેવભાઈએ પ્રસિદ્ધ કરેલ ત્રણેય વાર્તામાં આ માતૃવત્સલતા વિલસી રહી છે. પણ તે ત્રણમાં ખાસ કરીને વચલી વાર્તા 'રામની સુમતિ' માં આવતી નારાયણી અહીં વિશેષ યાદ આવે છે. બન્નેમાં નાયિકા કોઈ પરાયા છોકરા તરફ માતૃતા ધરાવે છે. બન્નેમાં ઘરનાં બધાં માણસો એક છોકરા તરફ દ્વેષભાવ રાખવા છતાં, સ્ત્રીની માતૃતા વિજયવંત નીવડે છે, અને ઘરોના કંકાસ તેની પાસે પરાજિત થાય છે. વાર્તામાંથી કર્તાની શ્રદ્ધા વિશે કંઈ કહેવું એ જો કેવળ અયથાર્થ ન હોય તો કહી શકાએ કે શરદબાબુને સ્ત્રીની માતૃતા ઉપર નિઃસીમ શ્રદ્ધા છે.

બાકીની વાર્તાઓ પલ્લીસમાજની વસ્તુસ્થિતિ ચીતરે છે તેમ કહી શકાય. 'વિલાસી'ની વાર્તા ઉપર કહી તે દૃષ્ટિએ, અર્ધકલ્પિત કહી શકાય. પલ્લીસમાજમાં કોઈ બ્રાહ્મણનો છોકરો ગારૂડીની છોકરી સાથે પરણે એ સંભવિત છે એમ કથાકાર માનતા કે મનાવવા માગતા નથી, પણ જો આમ બને તો સમાજ તેની કેવી દશા કરે તેનો તેમાં આબેહૂબ ચિતાર છે. આખી વાર્તા શરદબાબુના લાક્ષણિક કટાક્ષથી કહેવાઈ છે, અને સમાજ ઉપર તેમાં સખ્તમાં સખ્ત ટીકા છે. વાર્તામાં કરુણ અને હાસ્ય કેવા મિશ્રિત થઈ વહે છે તે જોવા જેવું છે. વાર્તા કહેનાર પોતાનું નામ તેમાં નથી આપતો એ

ઉચિત છે. આખો સમાજ જ જ્યાં એમ કરતો હોય, ત્યાં એક જણનું નામ આપવાનો શો અર્થ છે?

'મહેશ'ની વાર્તામાં શરદબાબુની પલ્લીસમાજમાં જોયેલી માન્યતા ફરી દેખાય છે. પલ્લીસમાજમાં તેમનો નાયક સ્પષ્ટ કહે છે કે, 'આ મુસલમાનોમાં ધર્મ છે, પણ હિંદુઓમાં નથી.' અહીં પણ એક મુસલમાન પોતાના પ્યારા બળદ 'મહેશ' (બળદ માટે મુસલમાને પાડેલું કેવું અદ્ભુત નામ!) માટે વીરપ્રયત્નો કરે છે, અને તેના જ જાગીરદાર હિંદુ બ્રાહ્મણ શેઠને નથી પડી એ બળદની કે નથી પડી માણસની! તે તો પોતાનો 'ધરમ' (!) પાળ્યા કરે છે! 'અભાગીનું સ્વર્ગ' પણ પરોક્ષ રીતે બંગાળના જમીનદારવર્ગની હૃદયહીનતાનો ચિતાર છે. પણ તેમાં સાથે સાથે ગરીબ-તવંગરનો ભેદ, અને અંધશ્રદ્ધાની કરુણ કહાણી છે. છેલ્લી 'હરિલક્ષ્મી' પણ બંગાળના જમીનદારની ઈર્ષ્યા, ક્ષુદ્રતા, જોહુકમી, કલહપ્રિયતા, ઘમંડ, કુલાભિમાનનો સચોટ દાખલો છે. તેમાં હરિલક્ષ્મીનું પાત્ર ઘણા કૌશલથી દોરાયું છે. તેનું અભિમાન જરા પણ કારણ વિના ઘવાય છે; તે પોતાનો વધારે બુદ્ધિશાળી અને ચકોર પણ ગરીબ મઝલી-વહુની ઈર્ષ્યા કરે છે; કોઈ કમનસીબ ક્ષણે પતિને વાત કરે છે, અને પછી ઘણી વાર પસ્તાય છે; મઝલી-વહુની દુર્દશા થઈ જશે એમ બીએ છે, છતાં મઝલી-વહુની પૂરેપૂરી દુર્દશા થયા પહેલાં તેને સાન આવતી નથી. પતિને ઉશ્કેરી શકી, તે પતિને વારી શકતી નથી. મઝલી-વહુ રાંડીને ગરીબ રસોઇયણ તરીકે પોતાના ઘરમાં આવે છે ત્યારે જ ઠેઠ તેનો સારો સ્વભાવ છેવટે બહાર આવે છે. એ મનુષ્યસ્વભાવનો ચિતાર સાચો તેટલા જ ઉપદેશક પણ છે.

અત્યાર સુધીનો વાર્તાસંગ્રહ જોયા પછી શરદબાબુની માન્યતાઓ, પલ્લીસમાજ વિષેનો તેમનો અભિપ્રાય, સ્ત્રી ઉપરની તેમની શ્રદ્ધા, મનુષ્યસ્વભાવની નિર્બળતાનો તેમનો ખ્યાલ વગેરે જણાઈ જાય છે. છતાં કલાની દૃષ્ટિએ કહેવું જોઈએ કે તેમની સર્જનશક્તિની સીમા તેમાં ક્યાંય દેખાતી નથી. તેમનું દૃષ્ટિબિન્દુ સમજાઈ જાય છે, પણ તેમનાં પાત્રો નવાં નવાં જ આવતાં જાય છે, માનવસ્વભાવના નવા નવા ભાવો જ રમમાણ થતા જાય છે. ક્યાંય એ ને એ જ પાત્ર નવા પ્રસંગોએ નામફેરથી ચેષ્ટા કરતું હોય એમ જણાતું નથી. તેમનાં બધાં પાત્રો સ્વતંત્ર રીતે સ્વૈરલીલા કરે છે. કથાકાર તેમને ઉત્પન્ન કરીને જાણે પોતાની મેળે રમવા—લીલા કરવા છૂટાં મૂકી દે છે. પ્રસંગો એની મેળે બન્યે જાય છે અને વાર્તા ગૂંથાતી જાય છે. અને જો કે પલ્લીસમાજ સામે તેમની ટીકા બહુ વેધક અને તીખી છે, પણ તેમનું હૃદય ખરી રીતે કોઇ તરફના દ્વેષથી નહિ, પણ અન્યાય અને અયોગ્ય દુ:ખોના ભોગ થતા લોક તરફના સમભાવથી જ પ્રવૃત્ત થતું જણાય છે. કોઈ જગાએ વાર્તામાં કોઈ અંગત અભિપ્રાયો કે મંતવ્યો વાર્તાની સ્વૈરલીલામાં અંતરાયભૂત થતાં કે આડાં આવતાં નથી. એક ખરા વાર્તાકારની તટસ્થતા અને સમભાવ તેમનામાં છે.

હિંદનો સમાજ પ્રાંતભેદ, ભાષાભેદ, રૂઢિભેદ છતાં એટલો બધો એક છે કે આ વાર્તાઓ આપણને આપણી જ લાગે. ખરેખર આ વાર્તાઓ સર્વથા ભાષાન્તરને યોગ્ય છે, અને તે કામ કરીને અનુવાદકે ગુજરાતી સાહિત્યની એક સેવા બજાવી છે.

તા. ૯–૪–૩૩ **રામનારાયણ વિશ્વનાથ પાઠક**

# અનુક્રમણિકા

# શુદ્ધિ

| પાન | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬ | ૧૫ | પોતાની | પિતાની |
| ૧૦ | ૮ | આ જ | આજ |
| ૪૫ | ૧૭ | કરીએ | કર્યો |
| ૪૫ | ૧૮ | કરીએ | કર્યું |

# છબી

## ૧

આ વાત જે સમયની છે, તે સમયે બ્રહ્મદેશ અંગ્રેજોના તાબામાં ગયો ન હતો. તે વખતે તેને પોતાનાં રાજા-રાણી, મંત્રી-મિત્ર તથા સૈન્ય-સામંત હતાં; ત્યાં સુધી તેઓ પોતાના દેશ ઉપર પોતે જ રાજ્ય ચલાવતા હતા.

રાજધાની માંડલે હતી, પરંતુ રાજવંશમાંનાં અનેક જણ દેશનાં જુદાંજુદાં શહેરોમાં જઈને વસવાટ કરતાં હતાં.

ધારવા મુજબ એ જ પ્રમાણે કોઈ એક રાજવંશીએ બહુ કાલ પૂર્વે પેગુથી પાંચેક કોશ દક્ષિણે ઇમેદિન ગામમાં આવીને વાસ કર્યો હતો.

તેમને વિશાળ મહેલ વિશાળ બાગ, પુષ્કળ ધનસંપત્તિ અને મોટી જાગીર હતી. એ બધાના માલિકને જ્યારે પર-લોકનું તેડું આવ્યું, ત્યારે તેમણે મિત્રને બોલાવીને કહ્યું, 'બા-કો !

તમારા પુત્ર સાથે મારી પુત્રીનો વિવાહ કરી જવાની ઇચ્છા હતી. પરંતુ તે અવસર આવ્યો નહિ. મા–શોયે હવે એકલી પડી, તેના તરફ જોતા રહેજો."

આથી વધારે કહેવાની તેમને જરૂર લાગી નહિ. બા–ક્રો તેમનો બાળપણનો મિત્ર હતો. એક દિવસ તેને પણ પુષ્કળ ધનસંપત્તિ હતી. માત્ર ફયાનું મંદિર બનાવરાવીને, તથા ભિક્ષુઓને ખવરાવીને આજે તે બિલકુલ ખાલી તો શું પણ દેવાદાર થઈ ગયો હતો. તોપણ એ માણસને જ પોતાની સર્વ વિષય-સંપત્તિ સાથે એકની એક કન્યાને બેધડક સોંપી જતાં, આ મરણપથારીએ પડેલાને જરા પણ સંકોચ થયો નહિ. પોતાના બાલ્ય-બંધુને સારી પેઠે પિછાની લેવા જેટલો સુયોગ પણ તેમને આ જીવનમાં મળ્યો હતો. પરંતુ આ જવાબદારી બા–ક્રોને લાંબો વખત ઉપાડવી પડી નહિ. તેને પણ પેલે પારથી તેડું આવી પહોંચ્યું, અને એ મહામાન્ય સમન્સ માથે ચડાવીને ડોસો, એક વર્ષ પણ ન વીત્યું એટલામાં તો અહીંનો ભાર અહીં જ પડતો મૂકી, અજાણી દિશાએ ચાલ્યો ગયો.

આ ધર્મપ્રાણ દરિદ્ર માણસ ઉપર ગામના લોકને જેટલો પ્રેમ હતો. જેટલાં શ્રદ્ધા–ભક્તિ હતાં, તેટલા જ પ્રબળ ઉત્સાહથી તેઓએ તેનો મરણોત્સવ શરૂ કરી દીધો.

બા–ક્રોનો મૃતદેહ માલ્ય–ચંદનથી સજ્જિત થઈ, પલંગ ઉપર સૂતેલો રહ્યો, અને નીચે રમત–ગમત, નૃત્ય–ગીત તથા આહાર–વિહારની રેલમછેલ રાતદહાડો સતત ઊડવા લાગી. એનો જાણે અંત નહિ આવે એમ લાગવા માંડ્યું.

પિતૃશોકના આ ઉત્કટ આનંદમાંથી ક્ષણવાર માટે ગમે તેમ કરીને ભાગી છૂટી, બા-થિન એક નિર્જન ઝાડ નીચે બેસીને રડતો હતો. એકદમ ચમકીને પાછા ફરીને જોયું, તો મા-શોયે તેની પાછળ આવીને ઊભી છે. તેણે ઓઢણાના છેડા વડે બોલ્યાચાલ્યા વિના તેની આંખો લૂછી નાખી, તેમજ પાસે બેસી તેનો ડાબો હાથ પોતાના હાથમાં ખેંચી લઈ ધીમેથી કહ્યું:—

"બાપુ મરી ગયા છે, પરંતુ તમારી મા-શોયે હજીયે જીવતી છે."

## ૨

બા-થિન ચિત્રકાર હતો. તેની છેલ્લી છબી તેણે એક સોદાગર મારફતે રાજાના દરબારમાં મોકલાવી હતી. રાજાએ છબીનો સ્વીકાર કર્યો હતો, તેમજ ખુશ થઈને પોતાના હાથ ઉપરની મોંઘામૂલી વીંટી ઇનામ તરીકે આપી હતી.

આનંદથી મા-શોગેની આંખે આંસુ આવ્યાં. તે તેની પાસે ઊભી રહીને મૃદુકંઠે બોલી, " બા-થિન, જગતમાં તમે સૌથી મોટા ચિત્રકાર થશો. "

બા-થિન હસીને બોલ્યો, " બાપુનું દેવું ચૂકતે કરી શકીશ એમ લાગે છે. "

વારસાહકથી મા-શોગે જ અત્યારે તેની એકની એક લેણદાર હતી. તેથી આ વાતથી તે બધા કરતાં વધારે લજ્જા પામતી. તે બોલી, " તમે જો વારંવાર મને આ પ્રમાણે ટાણો મારશો, તો હવે હું તમારી પાસે આવીશ જ નહિ. "

બા-થિન ચૂપ રહ્યો. પરંતુ દેવાને કારણે પોતાની મુક્તિ થશે નહિ, એ મહા દુઃખદાયક વાત યાદ આવતાં તેનું સમસ્ત અંતર જાણે કંપી ઊઠયું.

બા-થિનનો પરિશ્રમ આજકાલ અત્યંત વધી ગયો છે. જાતક-કથામાંથી તે એક નવી છબી તૈયાર કરતો

હતો. આજ આખો દિવસ તેણે માથું ઊંચું કરીને જોયું સુધ્ધાં નહોતું.

મા–શોયે જેમ રોજ આવતી હતી, તેમ આજે પણ આવી હતી. બા–થિનનો સૂવાનો ઓરડો, બેસવાનો ઓરડો, છબી ચીતરવાનો ઓરડો, બધું તે પોતાને હાથે સજાવી–ગોઠવી જતી હતી. ચાકર–દાસીને માથે એ કામનો ભાર નાખવાની તેની કેમે કરી હિંમત જ ચાલતી નહિ.

સામે એક દર્પણ હતું તેમાં બા–થિનનું પ્રતિબિંબ પડયું હતું. મા–શોયે ઘણીવાર સુધી એકીટશે જોઈ રહ્યા બાદ અચાનક એક નિઃશ્વાસ નાખી બોલી, "બા–થિન, તમે જો મારી પેઠે સ્ત્રી હોત, તો આજ સુધીમાં દેશની રાણી થઈ ગયા હોત."

બા–થિન ઊંચું જોઈ હસતે મોંએ બોલ્યો, "કેમ વારુ ?"

"રાજા તમને પરણી સિંહાસન પર બેસાડત. તેને ઘણી રાણીઓ છે, પરંતુ આવો રંગ, આવા કેશ, આવું મુખ તેમાંની કોઈનેય છે ખરું ?"

આટલું બોલી તેણે કામમાં ચિત્ત પરોવ્યું; પરંતુ બા–થિનને યાદ આવ્યું કે, માંડલેમાં તે જ્યારે છબી ચીતરવાનું શીખતો હતો, ત્યારે પણ આવી વાત કોઈ કોઈ વાર તેને કાને અથડાતી.

તે હસીને બોલ્યો, "પરંતુ રૂપ ચોરી લેવાતું હોત, તો

તો મને લાગે છે કે તું મને ધોખો દઈને આજ ક્યારની ય રાજાની સોડમાં જઈને બેઠી હોત."

મા–શોયેએ આ આરોપનો કશો જવાબ આપ્યો નહિ. કેવળ મનમાં ને મનમાં બોલી, "તમે સ્ત્રીના જેવા જ દુર્બળ, સ્ત્રીના જેવા જ કોમળ, અને સ્ત્રીના જેવા જ સુંદર છો. તમારા રૂપનો કંઈ પાર નથી."

એ રૂપ આગળ તે પોતાને ઘણી નીચી માનતી હતી.

# ૩

વસંતની શરૂઆતમાં આ ઇમેદિન ગામમાં દર વર્ષે ભારે ધામધૂમપૂર્વક ઘોડ-દોડ થતી. આજ એજ કારણે ગામ-બહારના મેદાનમાં લોકોનો મોટો સમુદાય એકઠો થયો હતો.

મા-શોયે ધીરે ધીરે બા-થિનની પાછળ આવીને ઊભી રહી. તે એકાગ્રતાથી છબી ચીતરતો હતો, તેથી તેનો પગરવ સાંભળી શક્યો નહિ.

મા-શોયે બોલી, "હું આવી છું, પાછળ ફરીને જુઓ."

બા-થિને ચકિત થઈ પાછા ફરીને જોયું, તથા નવાઈ પામી પૂછ્યું. "કેમ કંઈ આજે આટલો બધો શણગાર સજ્યો છે?"

"વાહ, આજે આપણી ઘોડ-દોડ છે એનો તમને ખ્યાલ જ નથી કે શું? આજે જે જીતશે તે મને જ માળા પહેરાવશે!"

"અરે મને તો ખબર જ નથી," એમ બોલી બા-થિન તેની પીંછી ફરી ઉપાડવા જતો હતો. મા-શોયે તેને ગળે વીંટળાઈને બોલી, "ના સાંભળ્યું હોય તો કાંઈ નહિ: પણ તમે ઊઠો;—હજુ કેટલું મોડું કરવું છે?"

એ બંને જણ લગભગ સરખી ઉમરનાં હતાં—કદાચ બા-થિન બેચાર મહિને મોટો હશે, પરંતુ નાનપણથી આ

રીતે જ તેઓએ ઓગણીસ વર્ષ ગાળ્યાં છે! રમ્યાં છે, ઝઘ-ડયાં છે, લડયાં છે,–અને પ્રેમગાંઠ બાંધી છે.

સામેના વિશાળ અરીસામાં બે મુખ તેટલી વારમાં બે ખીલેલાં ગુલાબની પેઠે ખીલી ઊઠયાં હતાં, બા–થિન તે બતાવીને બોલ્યો, "આ જો—"

મા–શોયે થોડીવાર ચૂપકીથી એ બે મુખાકૃતિઓ સામે અતૃપ્ત નયને જોઈ રહી. અકસ્માત આ જ પહેલી જ વાર તેને લાગ્યું કે, પોતે પણ ઘણી સુંદર છે. આવેશથી તેની બંને આંખો મીંચાઈ ગઈ. કાનની અંદર બોલી, "હું જાણે ચંદ્રનું કલંક."

બા–થિન વળી વધારે નજીક તેનું મુખ ખેંચી લાવીને બોલ્યો, "ના, તું ચંદ્રનું કલંક નથી,—તું કોઈનું ય કલંક નથી,—તું ચંદ્રની કૌમુદી છે. એકવાર બરાબર ધારીને જો."

પરંતુ આંખ ઉઘાડવાની મા–શોયેની હિંમત ચાલી નહિ. તે પહેલાંની પેઠે જ બે આંખો મીંચી રહી.

કદાચ એમ ને એમ જ પુષ્કળ વખત ચાલ્યો જાત, પરંતુ સ્ત્રી–પુરુષોનું એક મોટું ટોળું નાચતું અને ગાતું સામેને રસ્તે થઈને ઉત્સવમાં ભાગ લેવા જતું હતું. મા–શોયે અધીરી બની જઈ, ઊભી થઈને બોલી, "ચાલો, વખત થયો."

"પણ મારાથી બિલકુલ અવાય તેમ જ નથી, મા–શોયે."

"કેમ?"

“ આ છબી પાંચ દિવસમાં પૂરી કરીને આપવાનું મેં વચન આપ્યું છે.”

“ અને ન કરી આપો તો ?”

“ તે માંડલે ચાલ્યો જાય, એટલે પછી અલબત્ત છબી પણ ન લે, પૈસા પણ ન આપે.”

પૈસાના ઉલ્લેખથી મા–શોયે દુઃખી થતી, લજ્જા પામતી, ચિડાઈને બોલી, “ પણ તેથી કંઈ તમને આમ જીવ ઉપર આવીને મહેનત કરવા નહિ દઉં.”

બા–થિને એ વાતનો કશો ઉત્તર આપ્યો નહિ. પિતૃઋણ યાદ આવતાં તેના મુખ ઉપર જે મ્લાન છાયા છવાઈ ગઈ, તે બીજા એક જણની નજર બહાર રહી નહિ.

તે બોલી, “ મને આપજો, હું બમણી કિમત આપીશ.”

બા–થિનને એ વાતમાં સંદેહ ન હતો. હસીને પૂછ્યું, “ પણ તું તેનું શું કરીશ ?”

મા–શોયે ગળામાંનો કીમતી હાર દેખાડીને બોલી, “ આમાં જેટલાં મોતી છે, જેટલી ચૂની છે, એ બધાં વડે એ છબી મઢાવીશ. ત્યાર પછી સૂવાના ઓરડામાં મારી આંખો સામે લટકાવી રાખીશ.”

“ ત્યાર પછી ?”

“ ત્યાર પછી જે રાત્રે ખૂબ મોટો ચંદ્ર ઊગ્યો હશે, તથા

ખુલ્લી બારીમાં થઈને તેની ચાંદનીનો પ્રકાશ તમારા ઊંઘતા મુખ ઉપર ખેલતો હશે—"

"ત્યાર પછી ?"

"ત્યાર પછી તમારી ઊંઘ ઉડાડીને–"

વાક્ય પૂરું ન થઈ શક્યું. નીચે મા–શોયેનો રથ રાહ જોતો હતો, તેના સારથિએ ઊંચે સાદે પાડેલી બૂમ સંભળાઈ.

બા–થિન અધીરો થઈ જઈ બોલ્યો, "ત્યાર પછીની વાત પછી સાંભળીશ. અત્યારે નહિ. તારે જવાનો વખત થઈ ગયો છે, જલદી જા."

પરંતુ વખત થઈ ગયાનાં કોઈ ચિહ્ન મા-શોયેના આચરણમાં દેખાયાં નહિ. કારણ, તે વળી વધારે નિરાંતે બેસીને બોલી, "મારી તબિયત બરાબર નથી લાગતી, મારે નથી જવું."

"નથી જવું ? જવાની હા પાડી છે, બધાં ઊંચી ડોકે તારી રાહ જુએ છે, તે ખબર છે ?"

મા–શોયે જોરથી માથું હલાવી બોલી, "ભલે રાહ જુએ. વચન–ભંગ થાય એની મને એટલી બધી શરમ નથી,—મારે નથી જવું."

"છિ:—"

"ત્યારે તમે પણ ચાલો."

"શક્ય હોત તો જરૂર આવત પણ તેથી કરીને મારે

લીધે તને હું વચનનો ભંગ કરવા નહિ દઉં, હવે મોડું ન કર. જા."

તેનું ગંભીર મુખ અને શાંત, દૃઢ અવાજ સાંભળી મા–શોચે ઊઠી ઊભી થઈ. રીસથી મુખ મ્લાન કરી બોલી, "તમે પોતાની સગવડ ખાતર મને દૂર કાઢવા માગો છો. હું દૂર થાઉં છું, પણ હવે કદી તમારી પાસે નહિ આવું."

એક ક્ષણમાં બા–થિનની કર્તવ્ય–પરાયણતા સ્નેહના જળમાં પીગળી ગઈ. તે તેને પાસે ખેંચી લઈ હસતો હસતો બોલ્યો, "આવડી મોટી પ્રતિજ્ઞા ન કરી બેસતી, મા–શોચે,—હું જાણું છું, એનો અંત શો આવશે તે. પણ હવે તું મોડું કરે એ નહિ ચાલે."

મા–શોચેએ તેવા જ ખિન્ન મુખે જવાબ આપ્યો, "હું નહિ આવું તો ખાવાપહેરવાથી માંડીને બધી જ બાબતમાં તમારી જે દશા થશે, તે મારાથી સહેવાવાની નથી, એ તમે જાણો છો, એટલે તમે મને હાંકી કાઢવાની હિંમત કરો છો."

એટલું બોલી તે જવાબની રાહ જોયા વિના ઉતાવળે પગલે ઓરડામાંથી બહાર ચાલી ગઈ.

## ૪

લગભગ પાછલે પહોરે મા–શોયેનો ચાંદીથી મઢેલો 'મયૂર-પંખી' રથ જ્યારે મેદાનમાં આવી પહોંચ્યો, ત્યારે એકઠા થયેલા લોકોએ પ્રચંડ કલરવથી કોલાહલ કરી મૂકયો.

તે યુવતી છે, તે સુંદરી છે, અવિવાહિતા છે, તેમજ વિપુલ ધનસંપત્તિની માલિક છે. મનુષ્યોના યૌવન–રાજ્યમાં તેનું સ્થાન અતિ ઉચ્ચ છે. તેથી આ જગાએ પણ અતિ આદરનું સ્થાન તેને માટે જ નક્કી થયેલું હતું. તે આજે પુષ્પ-માળાઓ વહેંચવાની છે. ત્યાર પછી જે ભાગ્યવાન આ રમણીને સૌથી પહેલાં વિજયમાળ પહેરાવશે, તેનું ભાગ્ય જ આજે જાણે જગતને ઈર્ષ્યા કરવાની એકમાત્ર વસ્તુ બની રહેશે.

સજેલા ઘોડાઓની પીઠ ઉપર લાલ પોશાક પહેરીને બેઠેલા સવારો ઉત્સાહ અને ચંચળતાનો આવેગ મહાકષ્ટે કાબૂમાં રાખી રહ્યા હતા. તેમને જોતાં એમ લાગે કે, આજે સંસારમાં તેમને અસાધ્ય એવું કશું નથી.

ધીમે ધીમે વખત નજીક આવી પહોંચ્યો, તથા જે લોકો ભાગ્યની પરીક્ષા કરવા આજે તૈયાર થયા હતા, તેઓ એક હારમાં આવી ઊભા રહ્યા, અને એક ક્ષણ પછી જ ઘંટનો

અવાજ થતાંની સાથે મૂઆ–જીવ્યાનું ભાન ભૂલી જઈને, તેમણે પોતાના ઘોડા દોડાવી મૂકયા.

એ તો વીરત્વ! યુદ્ધનો જ અંશ. મા–શોયેના બધા જ વડવાઓ લડવૈયા હતા. યુદ્ધનો ઉન્મત્ત વેગ, નારી હોવા છતાં, તેની નસોમાં વહી રહ્યો હતો. જે વિજયી નીવડે તેનું હાર્દિક અભિનંદન કર્યા વિના તેનાથી રહેવાય એમ જ નહોતું.

તેથી જ્યારે પરગામના એક અપરિચિત યુવકે લાલ લાલ શરીરે, કંપિત મુખે, પરસેવાથી રેબઝેબ થયેલા હાથે તેના માથા ઉપર વિજયમાળ પહેરાવી દીધી, ત્યારે મા–શોયેના આવેગની અતિશયતા ઘણીય મોટા ઘરની સ્ત્રીઓની આંખને પણ કડવી લાગી.

પાછા ફરતાં તેણે તે યુવકને પોતાને પડખે પોતાના રથમાં બેસાડ્યો, તથા સજલકંઠે તેને કહ્યું, "તમારી મને બહુ ફિકર થતી હતી. એક વાર મનમાં એમ પણ થઈ આવ્યું કે, આટલી બધી ઊંચી દીવાલ છે, કયાંક ઠોકર લાગી ગઈ તો!"

યુવકે વિનયથી પોતાનું માથું નીચું નમાવ્યું; પરન્તુ એ અસાધારણ સાહસી બલિષ્ઠ વીરની સાથે મા–શોયેથી મનમાં ને મનમાં તેના પેલા દુર્બળ, કોમળ તથા સર્વ બાબતમાં અકુશળ ચિત્રકારની તુલના કર્યા વિના રહેવાયું નહિ.

એ યુવકનું નામ પો–થિન હતું. વાતમાં ને વાતમાં પરિચય

થતાં માલમ પડ્યું કે, તે ઉચ્ચ કુળનો હતો, પૈસાવાળો હતો, તેમ જ તેમનો જ દૂરનો સગો હતો.

મા-શોયેએ આજે ઘણાં માણસોને પોતાના મહેલમાં રાત્રી-ભોજન માટે નિમંત્રણ આપ્યું હતું. તેઓ તેમજ બીજા પણ ઘણા લોકો ટોળે વળી ગાડીની સાથે આવતા હતા. આનંદના આવેગથી, તેમના તાંડવ-નૃત્યથી ઊડેલી ધૂળના વાદળાથી, તેમજ સંગીતના અસહ્ય નિનાદથી સંધ્યાનું આકાશ આખું ભરાઈ ગયું હતું.

એ ભીષણ જનસમુદાય જ્યારે તેના ઘરની સામે થઈ આગળ ચાલ્યો ગયો, ત્યારે ક્ષણવાર માટે બા-થિન તેનું કામ પડતું મૂકી બારીએ આવી ચૂપકીથી જોઈ રહ્યો.

## ૫

બીજે દિવસે રાત્રિ–ભોજન સંબંધી વાત કરતાં મા–શોયેએ બા–થિનને કહ્યું, "કાલે રાત્રે ખૂબ આનંદ આવ્યો. કેટલાય મહેમાનો કૃપા કરીને આવ્યા હતા. ફક્ત તમને વખત નહોતો, એટલે નહોતા બોલાવ્યા."

પેલી છબી પૂરી કરવા તે પ્રાણાંત પરિશ્રમ કરી રહ્યો હતો. ઊંચું જોયા વિના જ બોલ્યો, "બહુ સારું કર્યું." એટલું બોલી તે કામ કરવા લાગ્યો.

વિસ્મયથી મા–શોયે જડ બની બેસી રહી. વાતોના ભારથી તેનું પેટ ફાટી જતું હતું. કાલે બા–થિનથી કામના દબાણને લીધે ઉત્સવમાં હાજર રહેવાયું નહોતું, એટલે આજે લાંબા વખત સુધી પુષ્કળ વાતો કરશે, એમ માની તે આવી હતી. પરન્તુ અહીં તો બધું જ ઊંધુંચતું થઈ ગયું. એકલાં એકલાં તો લવારો થઈ શકે, પણ વાતચીત ન થાય. એટલે તે માત્ર સ્તબ્ધ બની બેસી રહી. સામા પક્ષની પ્રબળ ઉદાસીનતા તથા ગંભીર નીરવતાનું બંધ બારણું ઠેલીને અંદર પ્રવેશ કરવાની આજ કેમે કરી તેની હિંમત ચાલી નહિ.

દરરોજ જે બધાં નાનાંમોટાં કામો તે કરી જતી હતી, તે પણ આજે પડી રહ્યાં,—કેમે કર્યું હાથ હલાવવાનું તેને

મન જ થયુ નહિ. આમ ને આમ ઘણો સમય વહી ગયો,—એકવાર પણ બા–થિને ઊંચું જોયું નહિ. એકવાર પણ એક પ્રશ્ન સરખો પૂછ્યો નહિ. કાલના એવડા મોટા બનાવ વિષે પણ જેમ તેને લેશ માત્ર કૌતૂહલ ન હતું, તેમ કામમાંથી ઊંચું જોઈ શ્વાસ લેવાનો પણ તેને વખત ન હતો.

બહુ વાર સુધી બોલ્યાચાલ્યા વિના સંકોચ અને શરમમાં બેસી રહીને અંતે તે ઊઠીને ઊભી થઈ, મૃદુ કંઠે બોલી, "ઠીક ત્યારે, જાઉં છું."

બા–થિન છબી ઉપર જ આંખ રાખી બોલ્યો, "ભલે."

જતી વખતે મા–શોયેના મનમાં થયું કે જાણે તે એ માણસના અંતરની વાત પામી ગઈ છે. પૂછી ખાતરી કરવાની તેને એક વાર ઇચ્છા થઈ, પરન્તુ મુખ ખોલી શકી નહિ, બોલ્યાચાલ્યા વિના બહાર નીકળી ગઈ.

ઘરમાં પગ મૂકતાં જ જોયું તો પો–થિન બેઠેલો હતો. ગઈ રાતના આનંદ–ઉત્સવ માટે તે ધન્યવાદ દેવા આવ્યો હતો. અતિથિને મા–શોયેએ જતનપૂર્વક બેસાડ્યો.

પેલાએ પ્રથમ મા–શોયેના ઐશ્વર્યની વાત ઉપાડી, પછી તેના વંશની વાત, તેના પિતાની ખ્યાતિની વાત, રાજદરબારમાં તેમના સન્માનની વાત, એ પ્રમાણે કેટલુંય તે અચકચા વિના બકી જવા લાગ્યો.

આ બધાંમાંથી કેટલુંક તેણે સાંભળ્યું, કેટલુંક તેના બેધ્યાન કાને પહોંચ્યું પણ નહિ. પરન્તુ પેલો માત્ર બલિષ્ઠ અને અતિસાહસી ઘોડેસ્વાર જ નહોતો. તે અત્યન્ત ધૂર્ત પણ હતો. મા-શોયેનું ઔદાસીન્ય તેની નજરબહાર રહ્યું નહિ. તેણે માંડલેના રાજપરિવારની વાત ઉપાડી ને અંતે જ્યારે સૌન્દર્યની આલોચના શરૂ કરી તથા કૃત્રિમ સરળતાથી મા-શોયેને ઉદ્દેશીને કે આડકતરી રીતે વારંવાર તેના રૂપ અને યૌવનનું તે સૂચન કરવા લાગ્યો ત્યારે તે મનમાં ને મનમાં અતિશય શરમાવા લાગી એ ખરું, પરન્તુ એક પ્રકારના હલકા આનંદ અને ગૌરવનો અનુભવ પણ કર્યા વિના તેનાથી રહેવાયું નહિ.

વાતચીત પૂરી થતાં પો-થિને વિદાય લીધી ત્યારે એ દિવસની રાતે પણ ભોજનનું નિમંત્રણ તે લેતો ગયો.

પરન્તુ તે ગયા પછી તેની વાતો મનમાં ને મનમાં ઘૂંટતાં મા-શોયેનું આખું મન હલકાઈ તેમજ ગ્લાનિની લાગણીથી ભરાઈ ઊઠ્યું, તેમજ નિમંત્રણ આપી બેસવા માટે તેને પોતાના ઉપર બેહદ ચીડ અને કંટાળો આવ્યો. તેણે ઉતાવળે ઉતાવળે બીજાં પણ કેટલાંક સગાંવહાલાંને નિમંત્રણ આપી, ચાકર મારફતે ચિઠ્ઠી મોકલાવી દીધી. અતિથિઓ યથાસમયે હાજર થયા, તેમજ આજ પણ પુષ્કળ હાસ્ય-વિનોદ, પુષ્કળ વાત-ચીત, પુષ્કળ નૃત્યગીતની સાથે ખાવાપીવાનું પૂરું થયું, ત્યારે રાત બહુ બાકી રહી નહોતી.

થાકીને લોથપોથ બની તે સૂવા ગઈ, પરન્તુ આંખમાં ઊંઘ આવી નહિ. પણ નવાઈની વાત એ છે કે જેના વડે તેનો આટલો સમય આ રીતે પસાર થઈ ગયો, તેની એક પણ વાત તેને યાદ આવી નહિ; તે બધી જાણે કેટલાય યુગની પુરાણી, અર્થહીન વાતો—તદ્દન શુષ્ક અને વિરસ. તેને વારેવારે બીજો જ એક માણસ યાદ આવવા લાગ્યો, જે તેના જ બાગને છેડે એક નિર્જન ઓરડાની અંદર અત્યારે નિર્વિઘ્ને બેઠો છે, —આજની આટલી મોટી ધમાલનો એક અંશ પણ કદાચ તેને કાને પહોંચ્યો નહિ હોય.

લાંબા વખતની ટેવ પ્રભાત થતાં જ મા-શોયેને ખેંચવા લાગી. ફરી તે જઈને બા-થિનના ઓરડામાં આવીને બેઠી. રોજની માફક આજ પણ તે માત્ર એક 'આવો' બોલીને જ તેનો સ્વાભાવિક સત્કાર પૂરો કરી, કામમાં પરોવાઈ ગયો. પરંતુ પાસે બેસવા છતાં બીજા એક જણને લાગવા માંડયું કે, કામમાં મશગૂલ થયેલો આ મૂંગો માણસ જાણે ચુપચુપ બહુ દૂર સરી ગયો છે.

ઘણીવાર સુધી મા-શોયેને કાંઈ બોલવાનું સૂઝયું નહિ. ત્યાર બાદ સંકોચ દૂર કરી તેણે પૂછયું, "તમારે હજી કેટલું બાકી છે?"

"ઘણું વ."

"ત્યારે આ બે દિવસ શું કર્યું?"

બા-થિન તેનો જવાબ ન આપતાં ચિરુટની ડબી તેના તરફ ખસેડી બોલ્યો, "આ દારૂની ગંધ મારાથી નથી સહન થતી."

મા-શોયે આ કટાક્ષ સમજી ગઈ. ક્રોધથી સળગી ઊઠીને હાથ વડે તેને જોરથી પાછી ઠેલી મૂકીને બોલી, "હું સવારના પહોરમાં ચિરુટ પીતી નથી,—ચિરુટ વડે ગંધ ઢાંકવી પડે એવું કામ પણ મેં કર્યું નથી,—હું હલકી વર્ણની છોકરી નથી."

બા-થિન ઊંચું જોઈ શાંત કંઠે બોલ્યો, "કદાચ તારાં સાડી-કબજા ઉપર કંઈ કરતાં લાગ્યો હશે, દારૂની ગંધની વાત હું બનાવટી કહેતો નથી."

મા-શોયે વીજળીવેગે ઊઠી ઊભી થઈ બોલી, "તમે જેવા નીચ તેવા જ ઈર્ષાળુ છો, તેથી મારું વિના કારણ અપમાન કરો છો! ઠીક, ભલે, મારાં સાડીકબજો તમારા ઘરમાંથી હું હમેશને માટે લઈ જાઉં છું." એટલું બોલીને જવાબની રાહ જોયા વિના જ ઝડપથી ઓરડો છોડી ચાલી જતી હતી તેટલામાં બા-થિન તેને પાછી બોલાવી પહેલાંની માફક જ ખામોશીથી બોલ્યો, "મને નીચ કે ઈર્ષાળુ કોઈએ કદાપિ કહ્યો નથી. તું અચાનક ખોટે રસ્તે જવા બેઠી એટલે જ તને મેં ચેતવી."

મા-શોયે પાછી ફરી ઊભી રહીને બોલી, "ખોટે રસ્તે શી રીતે ગઈ?"

"મારા મનને એમ લાગે છે."

"બહુ સારું. તમારું મન તમારી પાસે રાખી મૂકજો. પણ જેના પિતા આશીર્વાદ મૂકીને ગયા છે, પોતાના સંતાન માટે અભિશાપ રાખીને ગયા નથી, તેની સાથે તમારા મનનો મેળ નહિ ખાય."

એટલું બોલીને તે ચાલી ગઈ. પરંતુ બા-થિન સ્થિર થઈ બેસી રહ્યો: ગમે તે કારણે કોઈ પણ બીજાને આમ મર્માઘાત કરી શકે, આટલો બધો પ્રેમ એક દિવસમાં જ આમ આવું કાતિલ વિષ બની જાય, એવું તે કલ્પી પણ ન શક્યો.

મા-શોયેએ ઘેર આવતાં વેંત જ જોયું તો પો-થિન બેઠેલો હતો. તે વિનયપૂર્વક ઊઠી ઊભો થઈ અત્યંત મધુરતાથી હસ્યો.

હાસ્ય જોઈને મા-શોયેના બંને ભ્રમર જાણે અજાણતાં સંકુચિત થઈ ગઈ! તે બોલી, "આપને શું કંઈ ખાસ કામ છે?"

"ના, કામ તો એવું—"

"તો મને હમણાં ફુરસદ નથી," બોલી પાસેના દાદરે થઈને તે ઉપર ચાલી ગઈ.

ગઈ રાતની વાત યાદ કરીને પેલો બિલકુલ દિગ્મૂઢ થઈ ગયો. પરંતુ નોકર સામે આવતાં જ લુખ્ખું હસી તેના હાથમાં એક રૂપિયો સરકાવી દઈ, તે સિસોટી વગાડતો વગાડતો બહાર ચાલ્યો ગયો.

૭

બચપણથી માંડીને જે બે જણને કદી ય એક ક્ષણ માટે પણ વિચ્છેદ થયો નહોતો, તે બે, ભાગ્યની વિડંબનાને લીધે એક માસ કરતાં વધુ સમય ચાલ્યો જવા છતાં, એકબીજાને એક વાર પણ મળ્યાં નથી.

મા–શોચે પોતાની જાતને એ રીતે સમજાવવાનો પ્રયત્ન કરતી કે જે મોહજાળે તેને આટલા લાંબા સમય સુધી કઠિન બંધનમાં જકડી રાખી હતી, તે તૂટી ગઈ એ એક રીતે ઠીક જ થયું. હવે તેની સાથે લેશ પણ સંબંધ રહ્યો નથી. આ ધનિક-પુત્રીની જુવાન ઉદ્દામ પ્રકૃતિ, પિતા જીવતો હતો ત્યારે પણ ઘણી વખત એવાં અનેક કાર્યો કરવા તૈયાર થતી હતી, કે જે ગંભીર અને સંયતચિત્ત બા–થિનના ગુસ્સાના ડરથી જ તે કરી શકતી નહિ. પરંતુ આજે તે સ્વાધીન છે, પોતાની જાતની પોતે મુખત્યાર છે, કયાં ય કોઈની આગળ હવે જરા પણ જવાબ આપવાનો તેને રહ્યો નથી. આ એક જ વાત ઉપર તેણે મનમાં ને મનમાં પુષ્કળ વિચારો, પુષ્કળ ભાંજગડ કરી છે, પરન્તુ, એક દિવસ પણ તેણે કદી પોતાની ઊંડી અંતરગુહાનાં દ્વાર ખોલીને નજર કરી જોયું નથી કે ત્યાં શું છે? જોયું હોત તો તેને માલૂમ પડત કે આટલા દિવસ તે

માત્ર પોતે પોતાને જ ઠગતી આવી છે. તે ગુપ્ત ઊંડા સ્થળમાં આઠે પહોર તે બંને જણાં સામસામાં બેસી રહે છે, પ્રેમાલાપે કરતાં નથી, ઝઘડોય કરતાં નથી;—કેવળ ચૂપકીથી બંનેની આંખમાંથી આંસુ વહ્યાં જાય છે.

પોતાના જીવનનું આ અત્યંત કરુણ ચિત્ર તેનાં મનશ્ચક્ષુને અગોચર હતું, તેથી જ આ દરમ્યાન તેના ઘરમાં અનેક ઉત્સવ-રાત્રીઓના નિષ્ફળ અભિનય થઈ ગયા,—પરાજયની લજ્જાએ તેને ધૂળભેગી કરી નાખી નથી.

પરંતુ આજનો દિવસ એ જ રીતે પસાર થવા માગતો નહોતો. શાથી, એ જ વાત પ્રથમ કહીશું.

જન્મતિથિ નિમિત્તે દર વર્ષે તેના ઘરમાં એક પ્રકારનો આનંદઉત્સવ તથા ભોજન વગેરે થતાં. આજ એની જ તૈયારી કંઈક વિશેષ આડંબર સાથે થતી હતી. ઘરનાં દાસદાસીઓથી માંડીને પાડોશીઓ સુધ્ધાં આવીને મદદે લાગ્યાં હતાં. કેવળ તેનું પોતાનું જ જાણે કશામાં ચિત્ત ચોંટતું નહોતું. સવારથી માંડીને આજ તેના મનમાં થયાં કરતું હતું કે, બધું જ વૃથા છે. બધું જ નકામું વૈતરું છે. કોણ જાણે શાથી પણ આજ સુધી તેને એમ લાગતું હતું કે, એ માણસ પણ દુનિયાના બીજા બધા જેવો જ છે,—તે પણ મનુષ્ય છે—તે પણ ઈર્ષ્યાથી પર નથી. તેના ઘરના સર્વ આનંદ–ઉત્સવની મબલક તેમજ નવી નવી તૈયારીઓની વાત શું તેની બંધ બારી ભેદીને પેલા એકાંત ઓરડાની અંદર પેસતી નહિ હોય? તેના કામકાજમાં વિઘ્ન નાખતી નહિ હોય?

કદાચ તે તેની પીંછી મૂકી દઈને કોઈવાર સ્થિર થઈ ને બેસી રહેતો હશે, કોઈવાર અસ્થિર ઝડપી પગલાંએ ઓરડાની અંદર આંટા માર્યા કરતો હશે, કોઈવાર વળી નિદ્રાવિહીન તપ્ત શય્યા ઉપર પડીને આખી રાત બળ્યા કરતો હશે, કોઈવાર કદાચ—પરતુ જવા દો એ બધું.

આ કલ્પના વડે આટલા દિવસ મા–શોયે એક પ્રકારનો તીક્ષ્ણ આનંદ અનુભવતી હતી. પરંતુ આજ અચાનક તેને લાગવા માંડ્યું,—'કાંઈ જ નહિ. તેના કોઈ કામમાં ક્યાંયથી કશું જ વિઘ્ન પડતું નથી. સઘળું મિથ્યા છે, સઘળો ભ્રમ છે. તે પકડવા પણ માગતો નથી,—પકડાવા પણ માગતો નથી. એનો એવો દુર્બળ દેહ અકસ્માત્ કોણ જાણે કેમ કરીને એકદમ પહાડ જેવા કઠણ અને અચલ થઈ ગયો છે,—ગમે ત્યાંનો ગમે તેવો ઝંઝાવાત પણ હવે તેને જરાય વિચલિત કરી શકતો નથી."

પણ તોયે જન્મતિથિના ઉત્સવની વિરાટ તૈયારી આડંબર સાથે ચાલતી હતી. પો–થિન આજ બંધ જ, બધાં કામોમાં લાગેલો છે. એટલું જ નહિ પણ પરિચિત લોકોની અંદર એક પ્રકારની ગુસપુસ પણ ચાલતી હતી કે, એક દિવસ આ માણસ જ આ ઘરનો માલિક બનવાનો છે—તેમજ એ દિવસ બહુ દૂર હોય એમ પણ લાગતું નથી.

ગામનાં સ્ત્રીપુરુષોથી ઘર ભરાઈ ગયું ને—ચારે બાજુ આનંદ–કલરવ થઈ રહ્યો છે. ફક્ત જેને માટે આ બધું થઈ

રહ્યું છે તે માણસ જ ઉદાસીન છે—તેનું મુખ ગ્લાનિની છાયાથી છવાઈ ગયેલું છે. પરંતુ એ છાયા બહારના કોઈની નજરે ઘણુંખરું પડી નહિ,—માત્ર ઘરનાં એકાદબે જૂના વખતનાં દાસદાસીઓની નજરે પડી. તથા જે નજરબહાર હોવા છતાં બધું જુએ છે તેની નજરે કદાચ પડી હશે. માત્ર તે જ જોઈ શક્યા કે, આ છોકરીને મન આજે બધું જ કેવળ વિડંબના માત્ર છે. આ જન્મતિથિને દિવસે દર વર્ષે જે માણસ બધાંની પહેલાં શુભ રીતે તેના ગળામાં આશીર્વાદની માળા પહેરાવી જતો, તે માણસ આજે નથી, ને માળા ય નથી. તે આશીર્વાદનો આજ ભારે ખોટ લાગે છે.

મા–શોયેના પિતાના વખતના એક વૃદ્ધે આવીને કહ્યું, "નાની–મા, તે કેમ કંઈ દેખાતો નથી?"

ડોસો થોડા વખત પહેલાં નોકરીમાંથી છૂટો થઈ ચાલ્યો ગયો હતો. તેનું ઘર પણ બીજે ગામ હતું,—આ ઊંચાં મન થયાની વાત તે જાણતો નહોતો. આજે જ આવ્યો ત્યારે ચાકરો પાસે એ વાત તેણે સાંભળી. મા–શોયે ઉદ્ધતભાવે બોલી, "મળવાની જરૂર હોય તો તેને ઘેર જાઓ,—મારે અહીં શું છે?"

"ઠીક, જાઉં છું," બોલી વૃદ્ધ ચાલ્યો ગયો. મનમાં મનમાં બોલતો ગયો, "કેવળ તેને એકલાને મળવાથી શો લાભ? મારે તો તમને બંનેને ભેગાં જોવાં છે. નહિ તો આટલો રસ્તો ચાલીને આવ્યો તે નકામો જ."

પરંતુ ડોસાના મનની વાત આ યુવતીથી છાની રહી નહિ. ત્યારથી માંડીને એક રીતે સચકિત અવસ્થામાં જ સઘળાં

કાર્યોમાં તેનો સમય વ્યતીત થવા લાગ્યો. અચાનક એક ધીમા કંઠના અસ્ફુટ અવાજથી નજર કરી તેણે જોયું તો, બા–થિન. તેના આખા શરીરમાં વીજળી ફરી વળી. પરંતુ આંખના પલકારામાં પોતાને સંભાળી લઈ તે મુખ ફેરવી બીજી બાજુ ચાલી ગઈ.

થોડીવાર પછી ડોસો આવીને બોલ્યો, " નાની–મા, ગમે તેમ હોય પણ તેય તમારો અતિથિ ! જરા બોલવું ન જોઈએ કે ? "

" પરંતુ તમને મેં બોલાવી લાવવાનું ક્યારે કહ્યું હતું ? "

" એ જ મારો અપરાધ થયો છે, " બોલીને તે ચાલ્યો જતો હતો. મા-શોયેએ તેને બોલાવી કહ્યું; " ભલે, મારા વિના બીજાં માણસ ક્યાં નથી, તેઓ તમની સાથે વાત કરશે ! "

ડોસો બોલ્યો, " તેઓ કરે એ ખરું, પણ હવે કંઈ જરૂર નથી, તે તો ચાલ્યો ગયો. "

મા–શોયે ક્ષણવાર સ્તબ્ધ બની રહી. ત્યારબાદ બોલી, " મારું નસીબ, નહિ તો તમે તો તેમને જમીને જવાનું કહી શકત. "

" ના, હું એટલો બેશરમ નથી, " બોલી, ડોસો ગુસ્સો કરી ચાલ્યો ગયો.

## ૮

આ અપમાનથી બા-ચિનની આંખે પાણી ભરાઈ આવ્યાં. પરન્તુ તેણે કોઈને ય દોષ દીધો નહિ. કેવળ પોતાને વારંવાર ધિક્કાર દઈ બોલ્યો, "એ ઠીક જ થયું છે. મારા જેવા નિર્લજ્જને એ જ ઘટતું હતું."

પરન્તુ એટલાથી જ—એ એક રાતમાં જ તે પતી નહોતું ગયું; એના કરતાં પુષ્કળ અનેકગણું અપમાન તેના નસીબમાં લખાયું હતું એની તેને બે દિવસ પછી ખબર પડી. અને ખબર પણ એવી પડી ગઈ કે, એ શરમ જીવનભર ક્યાં ઢાંકી રાખવી એ પણ તેને સૂઝ્યુ નહિ.

જે છબીની વાતથી આ વાર્તા શરૂ થઈ છે તે જાતક-કથાની પેલી ગોપાદેવીનું ચિત્ર આટલે દિવસે પૂરું થયું. એક માસ કરતાં વધુ સમયના સતત પરિશ્રમનું ફળ આજે પાક્યું. સવારનો બધો વખત તે આ આનંદમાં જ મગ્ન થઈ રહ્યો હતો.

છબી રાજદરબારમાં જવાની હતી. જે ગૃહસ્થ પૈસા આપી લઈ જવાના હતા, તે ખબર મળતાં આવી પહોંચ્યા. પરન્તુ છબીનું ઢાંકણ દૂર કરતાં તે ચમકી ઊઠ્યા. ચિત્રની બાબતમાં તે અનાડી ન હતા. બહુ વાર સુધી એકીનજરે જોઈ રહી અંતે ક્ષુબ્ધ સ્વરે બોલ્યા, "આ છબી મારાથી રાજાને નહિ અપાય."

બા–થિન ભયથી, વિસ્મયથી દિગ્મૂઢ થઈ બોલ્યો, "કેમ?"

"તેનું કારણ એ કે, આ મોં હું ઓળખું છું. માણસનો ચહેરો લઈને દેવતાનું ચિત્ર દોરીએ, તો દેવતાનું અપમાન થાય. આ વાત પકડાઈ જાય તો રાજા મારું મોં ન જુએ."

એટલું બોલી તે ચિત્રકારની ફાટેલી વ્યાકુલ દૃષ્ટિ સામે ક્ષણવાર જોઈ રહી મોં મલકાવી બોલ્યો, "જરા ધ્યાન દઈને જોશો તો જણાશે કે આ કોણ છે. આ છબી નહિ ચાલે."

બા–થિનની આંખો ઉપરથી ધીરેધીરે એક ધૂમસનો પડદો હટતો જતો હતો. પેલા ગૃહસ્થ ચાલ્યા ગયા છતાં તે એમ ને એમ આંખ સ્થિર કરી ઊભો રહ્યો. તેની આંખમાંથી આંસુ ટપકવા લાગ્યાં તથા તેને પૂરેપૂરું સમજાઈ ગયું કે આટલા દિવસ આ જીવતોડ મહેનત કરીને તેણે અંતરના ઊંડાણમાંથી જે સૌંદર્ય, જે માધુર્ય બહાર કાઢી આણ્યું હતું, જેણે તેને દેવતાના રૂપે અહર્નિશ છેતર્યા કર્યો હતો, તે જાતક-કથાની ગોપા ન હતી, તે તેની મા–શોયે હતી.

આંખ લૂછી મનમાં ને મનમાં તે બોલ્યો, "ભગવાન! મારી આ રીતે મશ્કરી કરી,—તારું મેં શું બગાડ્યું હતું?"

૯

પો-થિન હિંમત આવતાં બોલ્યો, "તમારી તો દેવો પણ કામના કરે, મા-શોયે. હું તો માણસ છું."

મા-શોયેએ અન્યમનસ્કની પેઠે જવાબ દીધો, "પણ જે નથી કરતો, તે તો ત્યારે દેવથી પણ મોટો હોવો જોઈએ."

પરંતુ આ પ્રસંગને તેણે આગળ વધવા દીધો નહિ, તે બોલી, "મેં સાંભળ્યું છે કે, દરબારમાં આપની પુષ્કળ લાગવગ છે.—મારું એક કામ ન કરાવી આપો? ખૂબ જલદી?"

પો-થિને ઉત્સુક થઈને પૂછ્યું, "શું?"

"એક જણ પાસે મારા ઘણા પૈસા લેણા છે. પણ તે વસૂલ થતા નથી. કાંઈ લખાણ છે નહિ. આપ કશો ઉપાય કરી શકશો?"

"કરી શકીશ. પણ એ ખાતાનો અમલદાર કોણ છે એ તમે શું નથી જાણતાં?" એટલું બોલી તે માણસ હસ્યો. એ હાસ્યની અંદર સ્પષ્ટ ઉત્તર હતો. મા-શોયે અધીરી બની તેનો

હાથ દબાવીને બોલી, "ત્યારે હવે કંઈ કરો. આજે જ. હું એક દિવસ પણ વધુ વિલંબ કરવા માગતી નથી."

પો-થિન ડોકું હલાવી બોલ્યો, "બહુ સારું. એમ કરીશું."

આ દેવું હંમેશાં એવું તુચ્છ, અસંભવિત અને હસવા જેવું ગણાતું આવ્યું હતું કે. એ સંબંધે કોઈએ કદી વિચાર સુધ્ધાં કર્યો નહોતો. પરંતુ અમલદારના શબ્દોથી જાગેલી આશાની ઉત્તેજનાથી મા-શોયેનો સમસ્ત દેહ ક્ષણભર ઉત્તેજિત થઈ ઊઠ્યો; તે આંખો ચમકાવીને સમસ્ત ઇતિહાસ વિસ્તારપૂર્વક કહેવા લાગી.

"હું કશું જ જતું કરવાની નથી, એક કોડી સુધ્ધાં નહિ. જળો જેમ લોહી ચૂસી લે છે, બરાબર તે જ પ્રમાણે; આજે જ, અત્યારે જ નહિ બને?"

આ બાબતમાં આ માણસને વધારે કહેવાની જરૂર ન હતી. આટલી બધી તેણે આશા નહોતી રાખી. તે અંદરનો આનંદ અને આવેગ જેમતેમ ઢાંકીને બોલ્યો, "રાજના કાયદા પ્રમાણેય ઓછામાં ઓછા સાત દિવસ તો તેને મળે. ત્યાં સુધી તો ગમે તેમ કરીને ધીરજ રાખવી જ પડશે. ત્યાર બાદ જે રીતે ખુશી હોય તે રીતે જેટલું લોહી ચૂસવું હોય તેટલું ચૂસજો, હું ડખલ નહિ કરું."

"એય ઠીક છે. પરંતુ અત્યારે આપ જાઓ," એટલું બોલી તે જાણે દોટ મૂકી ભાગી ગઈ.

આ અગમ્ય છોકરી પ્રત્યેના આ માણુસના લોભની અવધિ ન હતી. તેથી ઘણીવાર તે પોતાની અવગણના ચૂપકીથી સહન કર્યા કરતો હતો. આજે પણ સહી ગયો. ઊલટું ઘેર પાછા ફરતાં આજ તેનું પ્રફુલ્લિત ચિત્ત વારંવાર એક જ વાત રટવા લાગ્યું કે હવે ભય નથી—મારી સફળતાનો માર્ગ નિષ્કંટક થતાં હવે ઝાઝો વિલંબ નહિ થાય એમ લાગે છે. વિલંબ નહિ થાય એ વાત સાચી. પરંતુ કેટલી જલદી તેમજ કેટલી મોટી વિસ્મયકારક વસ્તુ ભગવાને તેના નસીબમાં લખી રાખી હતી, તેની આજે તેને કલ્પના પણ આવી શકે એમ નહોતું.

## ૧૦

લેણાના તગાદાની ચિઠ્ઠી આવી. કાગળ હાથમાં લઈ બા-થિન ઘણી વાર સુધી ચૂપ બેસી રહ્યો. બરાબર આવું જ થશે એવી તેણે આશા રાખી ન હતી, એ વાત ખરી, પરંતુ તેને નવાઈ પણ લાગી નહિ. સમય થોડો હતો, જલદી કાંઈક કરવું જોઈએ.

એક દિવસ મા-શોયેએ ગુસ્સે થઈને તેના પિતાના ઉડાઉપણાની મશ્કરી કરી હતી. તેનો એ અપરાધ તે ભૂલી પણ નહોતો ગયો તેમ તેણે માફ પણ નહોતો કર્યો. એટલે તેણે વધુ સમય માગીને તેમને વધુ અપમાનિત કરવાની કલ્પના પણ કરી નહિ. ફક્ત ચિંતા એ હતી કે, પોતાનું જે કાંઈ હતું એ બધું આપીને પણ પિતાને ઋણમુક્ત કરી શકાશે કે નહિ. ગામની અંદર જ એક ધનિક શાહુકાર હતો. બીજે દિવસે સવારે જ તેની પાસે જઈને તેણે ગુપ્ત રીતે બધું વેચી નાખવાની વાત તેને કરી. એવું માલમ પડ્યું કે જેટલું તે આપવા માગતો હતો, તેટલું જ પૂરતું હતું. પૈસા લઈને તે ઘેર

આવ્યો, પણ એક જણની અકારણ હૃદયહીનતાએ તેના સમસ્ત દેહ-મન ઉપર અજાણી રીતે કેવો મોટો આઘાત કર્યો હતો, એ વાત તો જ્યારે તે તાવથી પટકાઈ પડયો ત્યારે તેણે જાણી.

કેવી રીતે દિવસ અને રાત પસાર થઈ ગયાં તેનો ખ્યાલ તેને રહ્યો નહિ. ભાન આવતાં ઊઠી બેઠા થઈને જોયું તો એ દિવસ જ તેની મુદતનો છેલ્લો દિવસ હતો.

આજે છેલ્લો દિવસ હતો. પોતાના એકાંત ઓરડામાં બેસી મા-શાયે કલ્પનાજાળ ગૂંથી રહી હતી. તેના પોતાના અહંકારે વારવાર ઘા ખાઈ ખાઈને બીજા એક જણના અહંકારને છેક ગગનભેદી ઊંચો કરી મૂક્યો હતો. તે વિરાટ અહંકાર આજે તેના પગ આગળ પડી ધૂળભેગો થઈ જશે, એમાં તેને લેશ માત્ર સંશય ન હતો.

એવે વખતે નોકરે આવી જણાવ્યું કે, નીચે બા-થિન રાહ જુએ છે. મા-શાયે મનમાં ને મનમાં ક્રૂર હાસ્ય હસીને બોલી, "જાણું છું." તે પોતે પણ તેની જ રાહ જોતી હતી.

મા-શાયે નીચે આવતાં જ બા-થિન ઊઠી ઊભો થયો. પરંતુ તેના મુખ સામું જોતાં જ મા-શાયેની છાતી વીંધાઈ ગઈ. તેને પૈસા જોઈતા ન હતા. પૈસાનો તો તેને ફૂટી બદામ જેટલોય લોભ નહોતો. પરંતુ તે જ પૈસાને કારણે કેવો ભયંકર અત્યાચાર પ્રવર્તી શકે છે, તે તેણે આજે અત્યારે જ જોયું. બા-થિને વાત ઉપાડી. તે બોલ્યો, "આજ સાત દિવસનો છેલ્લો દિવસ છે, તમારા પૈસા લાવ્યો છું."

હાય રે! માણસ મરવા પડે તોપણ અહંકાર છોડવા

માગતો નથી, નહિ તો જવાબમાં મા-શોયેના મુખમાંથી આવા શબ્દો શી રીતે નીકળત? તે બોલી, "મેં કંઈ થોડાઘણા રૂપિયા માગ્યા નહોતા, દેવાની પૂરેપૂરી રકમ વસૂલ કરવાનું મેં તો કહ્યું છે."

બા-થિનનું પીડિત સૂકું મુખ હાસ્યથી ભરાઈ ગયું. તે બોલ્યો, "એમ જ છે, તમારી પૂરેપૂરી રકમ જ લાવ્યો છું."

"પૂરેપૂરી રકમ? ક્યાંથી આણી?"

"એની કાલે ખબર પડશે. પેલી પેટીમાં પૈસા છે. કોઈને ગણી લેવાનું કહો."

ગાડીવાળાએ દરવાજા પાસેથી તેને ઉદ્દેશીને બૂમ મારી, "હજુ કેટલી વાર થશે? વેળાસર નહિ નીકળી જવાય તો પેગુમાં રાતનો ઉતારો નહિ મળે!"

મા-શોયેએ ડોક લંબાવી જોયું તો રસ્તા ઉપર પેટી, બિછાનું, વગેરે સામાનથી લાદેલી બળદગાડી ઊભી છે. ભયથી એક પલકારામાં તેનું આખું મોં ફીકું પડી ગયું. વ્યાકુળ બની જઈને એકીસાથે હજાર પ્રશ્ન તે પૂછવા લાગી, "પેગુ કોણ જવાનું છે? ગાડી કોની છે? આટલા પૈસા ક્યાંથી આણ્યા? ચૂપ કેમ રહ્યા છો? તમારી આંખ આટલી નિસ્તેજ કેમ થઈ ગઈ છે? કાલે શી ખબર પડવાની છે? આજે કહેવામાં તમને—" બોલતાં બોલતાં જ ભાન ભૂલી જઈ પાસે આવી તેનો હાથ પકડ્યો, અને બીજી જ ક્ષણે હાથ છોડી દઈ તેના કપાળે સ્પર્શ કરતાં જ તે ચમકી ઊઠી—"ઓ રે! આ તો તાવ છે, એટલે જ; મને થયું, મોં ઉપર આટલી ફિકાશ કેમ છે?"

બા–થિને દૂર ખસી શાંત મૃદુ કંઠે કહ્યું, "જરા બેસો." એટલું બોલી પોતે જ બેસી પડીને બોલ્યો, "હું માંદલે જાઉં છું. આજ તમે મારી એક છેલ્લી વિનંતિ સાંભળશો?"

મા–શોયેએ ડોકું હલાવી જણાવ્યું કે સાંભળીશ. બા–થિન જરા સ્થિર થઈ બોલ્યો, "મારી છેલ્લી વિનંતિ છે કે, સારું પાત્ર જોઈને કોઈ સાથે જલદી પરણી જજો. આમ કુંવારી અવસ્થામાં હવે ઝાઝા દિવસ રહેશો નહિ. બીજી એક વાત,—"

એટલું બોલી તે ફરી થોડીવાર ચૂપ રહી, વળી વધુ મૃદુ કંઠે બોલવા લાગ્યો, "વળી એક વસ્તુ તમને હમેશાં યાદ રાખવા કહું છું. એ વાત પણ કદી ભૂલતાં નહિ કે લજ્જાની પેઠે અભિમાન પણ બાઈમાણસનું ભૂષણ છે ખરું, પણ હદબહાર થવાથી—"

મા–શોયે અધીરી બની જઈ વચ્ચે જ બોલી ઊઠી, "એ બધું બીજે કોઈ દિવસે સાંભળીશ, પણ પૈસા ક્યાંથી આણ્યા?"

બા–થિન હસીને બોલ્યો, "એમાં શું પૂછો છો? મારું તમે શું નથી જાણતાં?"

"પણ પૈસા આણ્યા ક્યાંથી?"

બા–થિન ઘૂંટડો ગળી જઈ જરા ગલ્લાંતલ્લાં કરી અંતે બોલ્યો, "બાપનું ઋણ તેમની સંપત્તિ વેચીને જ ચૂકવ્યું છે. નહિ તો મારું પોતાનું એવું વળી છે જ શું!"

"તમારો ફૂલનો બગીચો?"

"તે પણ બાપુનો જ છે."

"તમારી આટઆટલી ચોપડીઓ?"

"ચોપડીઓને હવે શું કરું? અને તે પણ તેમની જ હતી."

મા–શોયે નિઃશ્વાસ નાખી બોલી, "જવા દો, ઠીક જ થયું છે. હવે ઉપર જઈને સૂઈ જાઓ, ચાલો."

"પરંતુ આજે તો મારે જવું જ જોઈએ."

"આ તાવ લઈને? તમે શું સાચે જ એમ માનો છો કે હું તમને આ હાલતમાં જવા દઈશ?"

એટલું બોલી તેણે પાસે આવી ફરીથી તેનો હાથ પકડ્યો. આ વખતે બા–થિનને જોઈને નવાઈ લાગી કે મા–શોયેના મુખનો ભાવ બિલકુલ બદલાઈ ગયો હતો. તે મોં ઉપર વિષાદ, વિદ્વેષ, નિરાશા, લજ્જા, અભિમાન કશાયનું ચિહ્ન નહોતું, ફક્ત વિરાટ સ્નેહ તેમજ તેટલી જ મોટી આશંકા હતાં. એ મોંએ તેને તદ્દન મંત્રમુગ્ધ બનાવી દીધો. તે ચૂપકીથી ધીરે ધીરે તેની પાછળ પાછળ ઉપર શયનખંડમાં આવી પહોંચ્યો.

તેને પથારીમાં સુવાડી દઈને મા–શોયે પાસે બેઠી. એ સજલ ગર્વિષ્ઠ આંખો તેના ફિક્કા મોં ઉપર સ્થિર કરીને બોલી, "તમે શું એમ માનો છો કે થોડાઘણા પૈસા લઈ આવ્યા એટલે મારું દેવું ચુકવાઈ જશે? માંડલે જવાની વાત ભૂલી જાઓ. મારી રજા સિવાય આ ઘરની બહાર જશો, તો

તરત જ હું આ છાપરા ઉપરથી પડતું મૂકી આત્મહત્યા કરીશ. તમે મને ઘણું દુઃખ દીધું છે, પણ હવે મારાથી વધારે દુઃખ વેઠાય એમ નથી, એ હું તમને ચોખ્ખું કહી દઉં છું!"

બા-યિને કંઈ જવાબ ન આપ્યો. શરીર ઉપર વસ્ત્ર તાણી લઈ, તે એક દીર્ઘ નિઃશ્વાસ મૂકી, પાસું ફેરવી સૂઈ ગયો.

# વિલાસી*

પૂરા બે કોસ રસ્તો ખૂંદીને નિશાળે વિદ્યા ભણવા જઈએ છીએ. હું એકલો નહિ—દસબાર જણ. જેઓ ગામડાંમાં રહેતા હોય છે, તેમના છોકરાઓમાંથી સોએ એંસી જણને એ રીતે જ વિદ્યા પ્રાપ્ત કરવાની હોય છે. તેનાથી લાભના ખાનામાં અંત સુધી બિલકુલ મીંડું ભલે નહિ પડતું હોય, છતાં એઓ જે ભણે છે તેનો હિસાબ કરતી વખતે આ થોડી વાતોનો વિચાર કરી જોશો તો બસ થશે કે, જે છોકરાઓને સવારના આઠ સુધીમાં બહાર નીકળી, આવવા જવામાં ચાર કોસ માર્ગ ખૂંદવાનો હોય,—ચાર કોસ એટલે આઠ માઈલ નહિ — ઘણું વધારે — ચોમસાના દિવસે માથે વરસાદનું પાણી અને નીચે ઢીંચણપૂર કાદવ, તેમજ ઉનાળાના દિવસોમાં પાણીને બદલે બળબળતો સૂરજ તથા કાદવને

* એક ગામડિયા છોકરાની નિત્યનોંધમાંથી ઉતારો. તેનું ખરું નામ જાણવાની કોઈને જરૂર નથી;--મનાઈ પણ છે. તેનું ઉપનામ જોઈએ તો લો-' નેડા ' ( બોડકો ).

બદલે ધૂળનો સાગર તરીને નિશાળ-ઘર કરવાનાં હોય, એ હતભાગી બાળકોને મા સરસ્વતી પ્રસન્ન થઈ કયે મોઢે વર દેવાનાં હતાં, ઊલટું તેમનું કષ્ટ જોઈને ક્યાં મોં સંતાડવું એ જ તેમને સૂઝતું નથી હોતું.

ત્યાર બાદ આ ભણી ઊતરેલાં બાળકો મોટાં થઈ આખરે ગામમાં જ રહો કે ભૂખની લાયથી બીજે ક્યાંક જાઓ — તેમની ચાર કોસ ખૂંદીને મેળવેલી વિદ્યાનું તેજ પ્રગટ થવાનું જ. કોઈ કોઈને એવું કહેતા સાંભળ્યા છે, 'વારુ, જેમને ભૂખે મરવું પડતું હોય તેમની વાત પડતી મૂકીએ, પરંતુ જેમને તે મુશ્કેલી નથી એવા બધા ભદ્ર લોકો પણ શા સુખે ગામ છોડી ભાગી જાય છે? તેઓ વાસ કરીને રહેતા હોત તો ગામડાની આટલી દુર્દશા થાત નહિ!'

મેલેરિયાની વાત ભલે જવા દઈએ, તે ભલે હોય. પરંતુ ચાર કોસ માર્ગ ખૂંદવાના ત્રાસથી જે ભદ્ર લોકો છોકરાંછૈયાં લઈ ગામ છોડી શહેરમાં ચાલ્યા જાય છે, તેમની સંખ્યાનો કંઈ પાર નથી. ત્યાર બાદ એક દિવસ છોકરાંછૈયાંનું ભણતર જોકે પૂરું થાય છે ખરું, પરંતુ પછી શહેરનાં સુખ-સગવડ અને રુચિને ટેવાઈ જવાથી ફરી તેમનાથી ગામડામાં પાછા ફરાતું જ નથી

પરંતુ એ બધી નકામી વાત જવા દો. નિશાળે જઈએ છીએ, — બે કોસ દરમ્યાન એવાં બીજાં પણ બેત્રણેક ગામડાં પસાર કરવાં પડે છે. કોની વાડીમાં કેરી પાકવાની શરૂઆત

થઈ છે, કઈ ઝાડીમાં કોકમડાં મબલક ફળ્યાં છે, કોનાં ઝાડ ઉપર ફણસ પાકવાની અણી ઉપર છે, કોની સોનેરી કેળાંની લૂમને કાપી લેવાની જ વાર છે, કોના ઘર આગળનાં ઝાડવાંમાં અનારસને રંગ બેઠો છે, કોની તલાવડીની પાળ ઉપરનાં ખજૂરાં તોડી ખાઈએ તો પકડાઈ જવાનો સંભવ ઓછો છે,—આ બધી માહિતી મેળવવામાં જ વખત વહી જાય છે; પરંતુ જે ખરી વિદ્યા—કામસ્કાટકાની રાજધાનીનું નામ શું, તથા સાઈબીરિયાની ખાણોમાંથી રૂપું નીકળે છે કે સોનું, એ બધી જરૂરી વાતો જાણવાની ફુરસદ જ મળતી નથી.

પરિણામે પરીક્ષા વખતે એડન શું છે એમ પૂછતાં મેં કહ્યું ઈરાનનું બંદર, અને હુમાયુના બાપનું નામ પૂછ્યું, ત્યાં લખી આવ્યો તઘલખ—તેમજ આજ ચાલીસ વર્ષ પૂરાં કર્યા બાદ પણ જોઉં છું તો એ બધી બાબતોનો ખ્યાલ લગભગ એવો ને એવો જ છે—ત્યાર બાદ વર્ગ ચડાવવાને દિવસે મોં ભારે કરી ઘેર પાછા આવી, કોઈવાર ટોળું જમાવી મનસૂબો કરીએ કે માસ્તરને ઊંધે માથે ટિંગાડવો જોઈએ; કોઈ વાર વળી નક્કી કરીએ કે આવી ખરાબ નિશાળ છોડી જ દેવી યોગ્ય છે.

અમારા ગામના એક છોકરા સાથે વચ્ચે વચ્ચે નિશાળને રસ્તે મેળાપ થતો. તેનું નામ હતું મૃત્યુંજય. મારા કરતાં તે ઉમરમાં ઘણો મોટો હતો, તથા ત્રીજા ધોરણમાં ભણતો હતો. ક્યારે તે પહેલવહેલો ત્રીજા ધોરણમાં ચડ્યો હતો તે ખબર

અમને કોઈને નહોતી — કદાચ એ પુરાતત્ત્વવિદોની શોધનો વિષય હશે — પરંતુ અમે તો તેને એ ત્રીજા ધોરણમાં જ પહેલેથી જોતા આવ્યા હતા, — તેના ચોથા ધોરણમાં ભણવાની વાત પણ કદી સાંભળી નથી કે બીજા ધોરણમાંથી ચડવાની ખબર પણ કદી સાંભળી નથી. મૃત્યુંજયને બાપ મા, ભાઈ-બહેન કોઈ નહોતું; ગામને એક છેડે એક મોટી આંબા-ફણસની વાડી અને તેની વચ્ચે એક ખંડેર ઘર. એટલું માત્ર હતું. તથા એક દૂરનો કાકો હતો. કાકાનું કામ હતું ભત્રીજાને વિવિધ રીતે બદનામ કર્યા કરવાનુ — એ તો ગાંજો પીએ છે, અફીણ ખાય છે, વગેરે. તેનું બીજું એક કામ એ કહેતા ફરવાનું હતું કે, પેલી વાડીમાં અરધો ભાગ તેનો પોતાનો છે, દાવો કરી કબજો લે એટલી જ વાર છે, અને કબજો એક દિવસ તેણે લીધો પણ ખરો, પરંતુ તે જિલ્લા-કચેરીમાં દાવો કરીને નહિ — ઉપરની કચેરીના હુકમથી. પરંતુ તે વાત પછી થશે.

મૃત્યુંજય જાતે રાંધીને ખાતો તથા કેરીની મોસમમાં એ આંબાવાડિયાની ઊપજમાંથી જ તેનું આખા વર્ષનું ખાવાપીવાનું ખર્ચ નીકળતું; તેને કોઈ વાતની તાણ નહોતી. જ્યારે મળે ત્યારે મૃત્યુંજય ફાટીતૂટી મેલી ચોપડી બગલમાં ઘાલી રસ્તાની એક કોરે ગુપચુપ ચાલ્યો જતો હોય. તેને કદી કોઈની સાથે ચાલીને વાત કરતો જોયો નથી. ઊલટું અમે જ ગરજીલા બની વાત કરતા. તેનું મુખ્ય કારણ એ હતું કે, દુકાનેથી ખાવાનું ખરીદીને ખવડાવવામાં ગામમાં તેનો જોટો ન હતો.

અને માત્ર છોકરા જ નહિ, કેટલાય છોકરાના બાપ કેટલીય વાર છૂપી રીતે છોકરા મારફતે તેની પાસેથી, 'નિશાળની ફી ખોવાઈ ગઈ છે,' 'ચોપડી ચોરાઈ ગઈ છે,' વગેરે કહી કહીને પૈસા પડાવતા હતા. પરંતુ ઉપકાર કબૂલ કરવાની વાત તો દૂર રહો, પોતાનો છોકરો તેની સાથે એક અક્ષરેય બોલ્યો છે એટલું પણ કોઈ બાપ બે સારાં માણસો વચ્ચે કબૂલ કરવા માગતો નહિ. ગામની અંદર મૃત્યુંજયની આવી ખ્યાતિ હતી.

ઘણા દિવસ સુધી મૃત્યુંજય જણાયો નહિ. એક દિવસ ખબર મળી કે તે મરુંમરું કરી રહ્યો છે. ફરી એક દહાડો વાત સાંભળી કે ગારુડી–મહોલ્લાના એક બુઢ્ઢા ગારુડીએ તેની દવા કરીને, તથા તેની દીકરી વિલાસીએ માવજત કરીને મૃત્યુંજયને મૃત્યુના મોંમાંથી પાછો આણ્યો છે.

ઘણા દિવસ તેની ઘણી મીઠાઈનો સદુપયોગ કરેલો— એટલે મન કેમે કર્યું હાથમાં રહ્યું નહિ. એક દિવસ રાત્રીના અંધકારમાં છુપાઈને તેને જોવા ગયો. તેના ખંડેર ઘરને વંડાની બલા ન હતી. સ્વચ્છંદે અંદર જઈ જોયું, તો ઓરડાનું બારણું ખુલ્લું હતું, ઠીકઠીક અજવાળાવાળો એક દીવો બળતો હતો, તથા બરાબર સામે જ ખાટલા ઉપર સફેદ દૂધ જેવા બિછાના ઉપર મૃત્યુંજય સૂતેલો હતો. તેના હાડપિંજર જેવા શરીર તરફ નજર કરતાં જ જણાઈ આવતું કે ખરેખર યમ-રાજાએ મહેનત કરવામાં કશી કસર રાખી ન હતી, તોપણ છેવટ સુધી ફાવ્યા નહિ, તે માત્ર પેલી છોકરીના જોરે. તે

ઓશીકા આગળ બેસીને પંખો નાખતી હતી. અચાનક માણસને જોઈ ચમકી ઊઠી ઊભી થઈ ગઈ. એ જ પેલા બુઢ્ઢા ગારુડીની છોકરી વિલાસી. તેની ઉંમર અઢાર વર્ષની હતી કે અઠ્ઠાવીસ તે નક્કી કરી શક્યો નહિ, પરંતુ મોં તરફ નજર કરતાં જ સમજી ગયો કે ઉંમર ગમે તેટલી હો, પણ વૈતરું કરી કરીને તથા રાતે ઉજાગરા કરી કરીને તેના શરીરમાં કાંઈ બાકી રહ્યું નહોતું. બરાબર જાણે ફૂલદાનીમાં પાણી ભરી ભીંજાવી રાખેલું વાસી ફૂલ! હાથવડે સહેજ અડતાં વેંત જ, સહેજ હલાવવા જતાં જ જાણે ખરી પડશે!

મૃત્યુંજય મને ઓળખીને બોલ્યો, "કોણ નેડા?"

હું બોલ્યો, —"હુંઅં..."

મૃત્યુંજયે કહ્યું, "બેસ."

પેલી છોકરી માથું નીચું કરી ઊભી રહી. મૃત્યુંજયે બેચાર શબ્દોમાં જે કહ્યું, તેનો સાર એ હતો કે લગભગ દોઢ માસ થયાં તે પથારીવશ છે, વચમાં દસપંદર દિવસ તે બેભાન બેશુદ્ધ અવસ્થામાં પડ્યો હતો. અને જોકે અત્યારે તે બિછાનું છોડી ઊભો થઈ શકતો નથી, પરંતુ હવે ચિંતા કરવા જેવું નથી.

ચિંતા કરવા જેવું ભલે ન હો. પરંતુ નાનો છોકરો હોવા છતાં હું એટલું સમજી શક્યો, કે આજે પણ જેનામાં પથારી છોડી ઊભા થવાની તાકાત નથી, એ રોગીને આ વનની અંદર એકલાં જે છોકરીએ બચાવી લેવાનો ભાર માથે લીધો

છે, તે કેટલો મોટો ભાર છે ? દિવસ ઉપર દિવસ, રાત ઉપર રાત, તેણે કેટલી સેવા, કેટલી સારવાર કરી કેટલું ધૈર્ય બતાવ્યું છે, કેટલા ઉજાગરા વેઠ્યા છે ? એ કેટલું મોટું હિંમતનું કામ છે ?

પરંતુ જે વસ્તુએ આ અસાધ્ય કામ સાધ્ય કર્યું હતું, તેનો ખ્યાલ જો કે તે દિવસે મને આવી શક્યો નહિ, પરંતુ બીજે એક દિવસે બરાબર આવી ગયો.

પાછા ફરતી વખતે છોકરી બીજો એક દીવો લઈ મારી આગળ આગળ ભાંગેલા વંડાના છેડા સુધી આવી. અત્યાર સુધી તે એક શબ્દ પણ બોલી ન હતી, હવે ધીરે રહીને બોલી,— “ રસ્તા સુધી તમને મૂકવા આવું ? ”

મોટાં મોટાં આંબાનાં ઝાડથી આખી વાડી જાણે અંધકારના એક ઢગલા જેવી દેખાતી હતી. રસ્તો દેખાવાની વાત તો દૂર રહી, પોતાનો હાથ સુધ્ધાં દેખાતો નહોતો. મેં કહ્યું,—“ મૂકવા આવવાની જરૂર નથી. ફક્ત દીવો આપો. ”

તે દીવો મારા હાથમાં આપતાં જ તેના ઉત્કંઠિત મુખનો ચહેરો મારી નજરે પડ્યો. ધીરે ધીરે તે બોલી,—“ એકલા જતાં બીક તો નહિ લાગે ને ? જરા આગળ સુધી મૂકી જાઉં ? ”

છોકરી પૂછતી હતી, ‘ બીક તો નહિ લાગે ને ! ’ એટલે મનમાં ગમે તે હતું, પણ જવાબમાં ફક્ત એક “ ના ” બોલીને જ આગળ ચાલવા માંડ્યું.

તે ફરી વાર બોલી,—"વન-વગડાનો રસ્તો છે, જરા જોઈ ને પગલાં ભરજો."

આખા શરીરે રૂંવાડાં ઊભાં થઈ ગયાં પરંતુ આટલી વારે સમજ પડી, કે તેનો ઉદ્વેગ શા કારણથી હતો, તથા શા માટે તે દીવો ધરી આ જંગલનો રસ્તો પાર કરાવી જવા માગતી હતી. કદાચ તે મારી "ના" ધ્યાન ઉપર ન લેત, સાથે જ આવત, પરંતુ મને લાગે છે કે માંદા મૃત્યુંજયને એકલો મૂકી દૂર ખસવાનો તેનો છેવટ સુધી જીવ ચાલ્યો નહિ.

વીસપચીસ વીઘાંની વાડી હતી, એટલે રસ્તો કંઈ ટૂંકો ન હતો. આ દારુણ અંધકારમાં દરેક પગલું ડરતાં ડરતાં જ મૂકવું પડત, પરંતુ બીજી જ ક્ષણે પેલી છોકરીના વિચારથી જ આખું મન એવું રોકાઈ ગયું કે ભય પામવાનો વખત જ મળ્યો નહિ. વારેવારે એક જ વિચાર આવવા લાગ્યો કે એક મરેલા જેવા રોગીને લઈને અહીં એકલા રહેવું કેટલું કઠણ કામ છે! મૃત્યુંજય તો ગમે તે ઘડીએ મરી જાય એવો થઈ ગયો છે. જો તે મરી જાય તો આખી રાત આ વનની અંદર એ છોકરી એકલી શું કરે! એ રાત તે શી રીતે કાઢે!

આ પ્રસંગે અનેક દિવસ પછીની એક વાત મને યાદ આવે છે. એક સગાના મૃત્યુ વખતે હું હાજર હતો. અંધારી રાત,—ઘરમાં છોકરાંછૈયાં કે ચાકરબાકર કોઈ નહોતું. ઓરડાની અંદર ફક્ત તેની તરતની વિધવા સ્ત્રી અને હું. તેની સ્ત્રીએ તો શોકના આવેગથી ધમપછાડા કરી એવી ધાંધલ

બચાવી મૂકી કે, તેનોય પ્રાણ હમણાં નીકળી તો નહિ જાય, એવો ડર લાગવા માંડચો. રડતી રડતી વારંવાર મને પૂછવા લાગી,—" મારે જ્યારે સ્વેચ્છાએ સાથે બળી મરવું છે, ત્યારે તેમાં સરકારને શું? મને હવે જીવતા રહેવાની જરા જેટલી યે ઇચ્છા નથી, એ શું તેઓ સમજી નહિ શકે? તેમને ઘેર શું સ્ત્રી નહિ હોય? તેઓ શું પથ્થર છે? અને રાતોરાત જ ગામના પાંચ માણસો જો નદીના કિનારા પરના કોઈ એકાદ જંગલની વચ્ચે મને સાથે બળી મરવાની ગોઠવણુ કરી દે, તો પોલીસના લોકો કેમ કરીને જાણવાના હતા?" એવું એવું તો કેટલુંય. પરંતુ મારે તો વધારે વાર બેસી રહી તેનું રુદન સાંભળ્યા કર્યે ચાલે એમ હતું નહિ! મહોલ્લામાં ખબર આપવી જોઈએ,—અનેક વસ્તુઓની તૈયારી કરવી જોઈએ. પરંતુ મારી બહાર જવાની વાત સાંભળતાં જ તેનું ભાન ઠેકાણે આવી ગયું, આંખો લૂછી તે બોલી,—" જે થવાનું તે તો થઈ ગયું છે, હવે બહાર જવાથી શું થવાનું છે? રાત જવા દે ને."

મેં કહ્યું,—" હજી કેટલી તૈયારીઓ કરવાની છે, ગયા વગર કેમ ચાલે?"

તે બોલી,—" છો રહી તૈયારીઓ! તું બેસ."

હું બોલ્યો,—" બેસી રહ્યે ન ચાલે, એક વાર ખબર તો આપવી જ જોઈએ," એટલું બોલી જરા ડગલું ભરું છું ત્યાં

તો તે ચીસ પાડી ઊઠી,–" ઓ રે, બાપ રે ! મારાથી એકલી નહિ રહેવાય. "

પરિણામે મારે બેસવું જ પડયું. કારણ, ત્યારે જ મને ખબર પડી કે, જે સ્વામી જીવતો હતો ત્યારે તે નિર્ભય રીતે પચીસ વર્ષ જેની સાથે એકલી ઘર માંડીને રહી હતી, તેનું મૃત્યુ જો કે સહન કર્યું, પરંતુ તેનું મૃતશરીર આ અંધારી રાતે પાંચ મિનિટ માટે પણ તે સ્ત્રીથી નહિ સહેવાય; છાતી જો કશાથી પણ ફાટશે તો તે આ મૃત સ્વામીની પાસે એકલી બેસવાથી.

પરંતુ તેનું દુઃખ હલકું પાડી બતાવવાનો પણ મારો ઉદ્દેશ નથી, કે તે સાચું ન હતું એમ કહેવાનો પણ મારો આશય નથી, અથવા એક જણના આચરણથી જ એનો છેવટનો નિકાલ થઈ ગયો, એમ પણ નથી. પરંતુ એવા બીજા પણ અનેક પ્રસંગો હું જાણું છું કે જેમનો ઉલ્લેખ કર્યા વિના પણ હું એ વાત કહેવા માગું છું કે, ફક્ત કર્તવ્યબુદ્ધિને જોરે અથવા બહુ સમય સુધી સાથે ઘર માંડીને રહી છે તેટલા માત્રથી જ એ ભયને કોઈ પણ સ્ત્રી દૂર ન કરી શકે. એ એક જુદી જ શક્તિ છે કે જેની, ઘણાં સ્વામી–સ્ત્રી સો સો વર્ષ એક સાથે ઘર કર્યા પછી પણ કદાચ ગંધમાત્ર પણ મેળવી શકતાં નથી.

પરંતુ અચાનક એ જ શક્તિનો પરિચય જ્યારે કોઈ નરનારીની પાસે મળી આવે છે, ત્યારે સમાજની અદાલતમાં તેમને ગુનેગાર ઠરાવી તેમને સજા કરવાની જરૂર કદાચ ભલે

હોય, પરંતુ માણસની જે વસ્તુ સામાજિક નથી તે પોતે તો એમના દુઃખે છૂપી રીતે આંસુ પાડ્યા વિના કોઈ રીતે રહી શકતી નથી.

આશરે એએક મહિના સુધી મૃત્યુંજયની ખબર લીધી નહિ. જેમણે ગામડું જોયું નથી, અથવા રેલગાડીની બારીમાંથી ડોકું કાઢીને જોયું છે, તેઓ તો કદાચ અચંબો પામી બોલી ઊઠશે,—' એ કેવી વાત! એ શું કદી સંભવિત હોઈ શકે કે આટલી ગંભીર બીમારી નજરે જોઈ આવ્યા છતાં, બે મહિના સુધી તેની ફરી ખબર જ કાઢી નહિ?' તેમને મારે કહેવું આવશ્યક છે, કે એ માત્ર સંભવિત નથી, પણ એ જ બને છે. એકાદ જણના દુઃખ વખતે આખું ગામ કમર કસી દોડી આવે એવી જે એક લોકવાયકા છે, તે વસ્તુસ્થિતિ સત્યયુગનાં ગામડાંમાં હતી કે નહિ તે જાણતો નથી, પરંતુ અત્યારના વખતમાં તો ક્યાંય એવું જોયું હોય, એમ યાદ આવતું નથી. એટલે તેના મર્યાની ખબર હજુ મળી નથી તો તે જીવતો હશે એ વાત નક્કી.

એટલામાં અચાનક એક દિવસ વાત કાને આવી કે મૃત્યુંજયનો પેલો આંબાવાડિયાનો હિસ્સેદાર કાકો, ભારે હા-હો કરતો કહેતો ફરે છે કે,—" ગયું, ગયું, ગામ હવે રસાતાલ ગયું. નાલ્તાના મિત્તિર તરીકે લોક વચ્ચે હવે પોતાને મોં બતાવવા જેવું રહ્યું નહિ—પેલા અભાગિયાએ * એક ગારુડીની

* મૂળ: –કવખતના કોળાએ.

છોકરી સાથે નિકા કરી તેને ઘરમાં ઘાલી છે. અરે માત્ર નિકા નહિ. તેટલું હોત તો તો ચૂલામાં ગયું, તેને હાથે રાંધેલું પણ ખાય છે! ગામમાં જો તેની સજા ન હોય, તો પછી વનમાં જઈને જ વાસ કરવો પડે! કોડોલા, હરિપુર ગામના લોકો તો આવી વાત સાંભળે તો"—ઇત્યાદિ ઇત્યાદિ.

પછી તો છોકરાં-ડોકરાં બધાંનાં મોંમાં એ એક જ વાત, "એં—આ થયું શું? કળિ સાચે જ બધું ઊંધું વાળવા બેઠો છે કે શું?"

ડોસો કહેતો ફરવા લાગ્યો કે આમ બનવાનું છે એમ બહુ પહેલાંથી જ તે જાણતો હતો. તે માત્ર તમાસો જોતો હતો, કે ક્યાંનું પાણી ક્યાં જઈ મરે છે! નહિ તો એ કાંઈ પારકા નથી, પાડાપાડોશી નથી, સગ્ગો ભત્રીજો! તે શું પોતાને ઘેર ન લઈ જઈ શકત? તેનામાં શું દાક્તર કે વૈદને દેખાડવાની શક્તિ ન હતી? ત્યારે કેમ એ બધું ન કર્યું, તે હવે જુઓ બધા. પરંતુ હવે વધુ વાર મૂંગા બેસી રહેવાય નહિ! આ તો મિત્તિર વંશનું નામ ડૂબવા બેઠું! ગામને કલંક લાગે!

તે વખતે અમે ગામના લોકોએ મળીને જે કામ કર્યું, તે યાદ આવતાં આજે પણ હું લજ્જાથી મરી જાઉં છું. કાકો ચાલ્યો નાલ્તાના મિત્તિર વંશનો વાલી થઈને અને અમે દશ બાર જણ સાથે ચાલ્યા ગામને કલંક ન લાગે તે માટે.

મૃત્યુંજયના ખંડેર ઘર આગળ જ્યારે અમે જઈ પહોંચ્યા, ત્યારે સાંજ પડવે થોડી જ વાર થઈ હતી. છોકરી ભાગેલા

વંડાની એક બાજુએ રોટલા ઘડતી હતી, અચાનક હાથમાં ડાંગ લાઠીવાળા માણસોને આંગણામાં જોઈ ને બીકની મારી તે કાળી પડી ગઈ.

કાકાએ ઓરડાની અંદર ડોકિયું કરી જોયું તો મૃત્યુંજય સૂતેલો હતો. ચટ દઈને સાંકળ ચડાવી દઈ પેલી ભયથી મરવા જેવી થઈ ગયેલી છોકરી સાથે તેણે સંભાષણ શરૂ કર્યું. કહેવાની જરૂર નથી કે, જગતમાં કોઈ કાકાએ કોઈ સમયે ભત્રીજાની સ્ત્રી સાથે એ રીતે વાત નહિ કરી હોય. એ વાત એવી હતી કે છોકરી હલકા ગારુડીની દીકરી હોવા છતાં તેનાથી સહન ન થઈ. આંખો ઊંચી કરી બોલી,—"બાપુએ મને બાબુજી સાથે પરણાવી છે, તે જાણો છો?"

કાકા બોલ્યા,—"હરામખોર!" ઇત્યાદિ ઇત્યાદિ. તથા સાથે સાથે જ દશબાર જણ વીરતાપૂર્વક હુંકાર કરીને તેની ગરદન ઉપર ધસી ગયા. કોઈએ ભરી વાળની મૂઠી, કોઈએ પકડ્યા કાન, કોઈ એ પકડ્યા બે હાથ—તથા જેમને એ સુયોગ ન મળ્યો, તેઓ પણ નિશ્ચેષ્ટ ઊભા રહ્યા નહિ.

કારણ કે રણસંગ્રામમાં કાયરની માફક ચૂપ ઊભા રહીએ એવું કલંક અમારે માથે ચોડતાં તો કદાચ સાક્ષાત્ નારાયણના વડીલને પણ આંખની શરમ નડે. આ જગ્યાએ એક બીજી વાત કહી રાખું. સાંભળ્યું છે કે વિલાયત વગેરે મ્લેચ્છ દેશોમાં પુરુષોને એવો કુસંસ્કાર પડેલો હોય છે, કે તેઓ સ્ત્રીઓને દુર્બળ તથા નિરુપાય ગણીને તેમના ઉપર હાથ ઉપાડતા નથી. એ

વળી કેવી વાત! સનાતની હિંદુઓ એવો કુસંસ્કાર માનતા નથી! અમારો મત એવો છે કે, જેના શરીરમાં જોર નથી તેના જ શરીર ઉપર હાથ ઉપાડી શકાય. પછી તે સ્ત્રી, પુરુષ, ગમે તે હોય ને.

પેલી છોકરી પહેલી વાર જ જે એક ચીસ પાડી ઊઠી હતી તે જ; પછી તે બિલકુલ ચૂપ થઈ ગઈ. પરન્તુ અમે જ્યારે તેને ગામની બહાર મૂકી આવવા તેને ઘસડીને લઈ ચાલ્યા ત્યારે તે વિનંતી કરતી બોલવા લાગી,–"ભાઈ સાહેબ, એકવાર મને છોડી દો. હું રોટલા ઓરડામાં આપી આવું. બહાર શિયાળ કૂતરાં ખાઈ જશે, માંદા માણસને આખી રાત ભૂખ્યા રહેવું પડશે."

મૃત્યુંજય બંધ ઓરડાની અંદર પાગલની માફક માથું કૂટવા લાગ્યો, બારણાંને લાતો મારવા લાગ્યો, તેમજ સાંભળવા ન સાંભળવા યોગ્ય અનેક પ્રકારની વાણીનો પ્રયોગ કરવા લાગ્યો. પરન્તુ અમે તેનાથી જરા પણ ડર્યા નહિ. સ્વદેશના કલ્યાણ ખાતર બધું હિંમતપૂર્વક સહન કરી લઈ પેલીને ઢસડાતી લઈ ચાલ્યા.

"ઢસડાતી લઈ ચાલ્યા," એમ મેં કહ્યું. કારણ કે હું પણ બધો વખત સાથે જ હતો. પરન્તુ કોણ જાણે ક્યાં મારામાં એક પ્રકારની દુર્બળતા હતી. હું તેના શરીરને હાથ અડાડી શક્યો નહિ, ઊલટું જાણે રડવું આવવા લાગ્યું. તેણે મોટો અપરાધ કર્યો હતો, તેથી તેને ગામની બહાર કાઢવી,

એ જ ઉચિત પણ હતું. છતાં અમે આ સારું કામ કરી રહ્યા હતા એમ પણ હું કેમે કર્યો માની શક્યો નહિ. પરન્તુ મારી વાત જવા દો.

આપ લોકો એમ માનશો નહિ કે ગામડામાં ઉદારતાનો બિલકુલ અભાવ હોય છે. જરાય નહિ. ઊલટું પ્રતિષ્ઠિત હોઈએ તો અમે એવી તો ઉદારતા બતાવીએ છીએ કે, સાંભળીને આપ લોકો આભા થઈ જશો.

આ મૃત્યુંજયે જ જો તેના હાથનો ભાત ખાઈને અક્ષમ્ય અપરાધ ન કર્યો હોત, તો અમને આટલો ગુસ્સો થોડો આવવાનો હતો ! અને કાયસ્થના છોકરાની સાથે ગારુડીની છોકરીનો નિકા,—એ તો એક હસીને ઉડાવી દેવાની વાત ! પરન્તુ દાટ વાળ્યો આ ભાત ખાવાએ ! ભલે ને તે અઢી મ.સનો રોગી હોય, ભલે ને તે પથારીવશ હોય ! પરન્તુ તેટલા માટે ભાત ! પૂરી નહિ, પેંડા નહિ, બકરાનું માંસ નહિ ! ભાત ખાવો એ તો અન્નપાપ ! તે તો સાચે જ માફ ન કરી શકાય ! બાકી, ગામડાના લોક સંકુચિત વિચારના નથી હોતા ચાર કોસ ખૂંદીને મેળવેલી વિદ્યા બધા છોકરાઓના પેટમાં છે. તેઓ જ તો એક દિવસ મોટા થઈ નાતનાં માથાં બને છે ! પછી દેવી સરસ્વતીના વરદાનથી સંકુચિતતા તેમની અંદર આવે જ શી રીતે ?

અરે આના જ થોડા દિવસ બાદ પ્રાતઃસ્મરણીય સ્વર્ગીય મુખોપાધ્યાય મહાશયની વિધવા પુત્રવધૂ અંતરના વૈરાગ્યથી

બે વર્ષ કાશીવાસ કરીને જ્યારે પાછી આવી, ત્યારે નિંદાખોર લોકો ગુસપુસ કરવા લાગ્યા કે અરધી મિલકતની હકદાર આ વિધવા બાઈ છે, અને રખેને તે મિલકત બીજે હાથ જાય એ ભયથી જ છોટા બાબુએ અનેક પ્રયત્ન–અનેક પરિશ્રમ કરીને વહુમાને કાશી જેવા ધામમાંથી પાછાં આણ્યાં છે! ગમે તે હો, નાના બાબુએ તેમની સ્વાભાવિક ઉદારતાથી વાર્ષિક ગામઈ પૂજા માટે બસો રૂપિયા દાન કરી, પાંચેક ગામના બ્રાહ્મણોને દક્ષિણા સાથે ઉત્તમ ફલાહાર બાદ પ્રત્યેક ભૂદેવના હાથમાં જ્યારે એક એક કાંસાનો પ્યાલો આપી વિદાય કર્યા, ત્યારે સર્વત્ર જયજયકાર થઈ ગયો. એટલું જ નહિ પણ રસ્તે આવતાં અનેક જણ દેશના તેમજ દસના કલ્યાણને અર્થે કામના કરવા લાગ્યાં કે, આ પ્રમાણે જેઓ પૈસાદાર લોકો છે તેઓને ત્યાં ઘેર ઘેર મહિને મહિને આ પ્રમાણે બધા પ્રકારનાં ઉત્તમ અનુષ્ઠાન થતાં રહે તો કેવું?

પરન્તુ જવા દો. અમારી મોટાઈની વાતો પુષ્કળ છે; યુગોયુગથી સંચિત થઈ લગભગ દરેક ગ્રામવાસીના બારણામાં તેના ઢગલા થયા છે. આ દક્ષિણ બંગાળાનાં અનેક ગામડાંમાં અનેક દિવસ ફરીને અભિમાન લેવા યોગ્ય એવા અનેક મોટા મોટા પ્રસંગો નજરે જોયા છે. ચારિત્રની બાબતમાં કહો, ધર્મની બાબતમાં કહો કે કેળવણીની બાબતમાં કહો—બધા પારંગત છે; હવે ફક્ત અંગ્રેજોને કમર કસીને ગાળો ભાંડતા થઈ જઈએ એટલે દેશનો ઉદ્ધાર થઈ જશે.

એક વરસ પસાર થઈ ગયું છે. મચ્છરના ડંખ વધારે સહન ન થવાથી સંન્યાસીગીરીને તિલાંજલિ આપી હમણાં જ ઘેરે પાછો ફર્યો હતો. એક દિવસ બપોરે બેએક કોસ દૂર આવેલા ગારુડી–મહોલ્લામાં થઈને જતો હતો. અચાનક જોયું તો એક ઝૂંપડીના બારણામાં મૃત્યુંજય બેઠેલો હતો. તેના માથા ઉપર ભગવા રંગની પાઘડી હતી, લાંબી લાંબી દાઢી અને લાંબા લાંબા વાળ, ગળામાં રુદ્રાક્ષ અને કોડિયાંની માળા,–કોણ કહી શકે કે તે અમારો પેલો મૃત્યુંજય જ છે? કાયસ્થનો છોકરો એક જ વર્ષમાં વટલાઈ જઈ બિલકુલ ગારુડી થઈ ગયો હતો. માણસ કેટલો જલદી તેની ચૌદ પેઢીની જાત છોડી દઈ બીજી કોઈ જાતનો બની જઈ શકે છે, તે એક અજાયબી પમાડે તેવી વસ્તુ છે. બ્રાહ્મણનો છોકરો મેતરાણી પરણી મેતર થઈ ગયો છે, અને તેનો ધંધો કરે છે, એ વાત તો તમે બધાએ સાંભળી હશે. એમ માનું છું. મેં ચુસ્ત બ્રાહ્મણના છોકરાને મેટ્રિક પાસ કરીને પણ ઢેડની છોકરીને પરણીને ઢેડ બનેલો જોયો છે. હાલમાં તે ચાળણા, સૂપડાં બનાવીને વેચે છે, તથા ભૂંડ ચરાવે છે. સોળેસોળ આની કાયસ્થના સંતાનને કસાઈની દીકરી પરણીને કસાઈ બની જતો પણ જોયો છે; આજ પોતાને હાથે ગાય કાપીને વેચે છે,—તેને દેખીને કોની મગદૂર છે કે કહે,—એ કોક વખત કસાઈ સિવાય બીજો કોઈ હતો? પણ બધાયનું એ એક જ કારણ. એટલે જ મને થાય છે કે આ રીતે, આટલી સહેલાઈથી પુરુષને જેઓ ખેંચી નીચે પાડી શકે છે, તેઓ શું એ જ રીતે રમત-

રમતમાં જ તેઓને ઠેલીને ઉપર ન લઈ જઈ શકે? ગામડાંના પુરુષોની જે સુખ્યાતિનું વર્ણન કરતાં આજે પંચમુખ બની ગયો છું, તેનું માન શું એકલા તેમને જ છે? માત્ર પોતાને જોરે જ તેઓ આટલા જલદી અધોગતિને માર્ગે પડતા જાય છે? ઘરની અંદરથી શું જરા જેટલો ઉત્સાહ કે જરા જેટલી મદદ નથી મળતાં?

પરન્તુ જવા દો. આવેશમાં આવી જઈને કદાચ અનધિકારચર્ચા કરી બેસીશ. પરન્તુ મારી મુશ્કેલી એ છે કે, દેશનાં ૯૦ ટકા સ્ત્રીપુરુષ આ ગામડાંમાં રહે છે, અને તેને માટે આપણે કાંઈક કરવું જ જોઈએ, એ વાત હું કેમે કર્યો ભૂલી શકતો નથી. પણ જવા દો. હું કહેતો હતો કે એને જોઈને કોણ કહેશે કે એ પેલો જ મૃત્યુંજય છે, પરન્તુ મને તેણે આદરપૂર્વક બેસાર્યો. વિલાસી તળાવડીમાં પાણી ભરવા ગઈ હતી; મને જોઈ તે પણ ભારે ખુશ થઈ, વારંવાર બોલવા લાગી, 'તમે વચ્ચે ના પડ્યા હોત તો તે રાતે મને તેઓએ મારી જ નાખી હોત. મારે કારણે કોણ જાણે કેટલો માર તમે ખાધો હશે!' વાતમાં ને વાતમાં ખબર પડી કે બીજે દિવસે જ તેઓ અહીં નીકળી આવ્યાં હતાં. ઘર બાંધી વાસ કરે છે, અને સુખમાં છે. 'સુખમાં છે' એ વાત મને કહી બતાવવાની જરૂર ન હતી. ફક્ત તેમના મુખ સામું જોતાં જ હું એ સમજી ગયો હતો.

એટલે જેવું મેં સાંભળ્યું કે આજે ક્યાંક તેમને સાપ

પકડવાનું બાનું મળ્યું છે, તેમ જ તેઓ જવા તૈયાર પણ થઈ ગયાં છે, કે તરત હું પણ એકદમ એમની સાથે જવા માટે કૂદી ઊઠયો. બચપણથી જ બે વસ્તુઓનો મને ભારે શોખ હતો. એક તો ગોખરા–કેવટા * સાપ પકડીને પાળવાનો અને બીજો મંત્ર સાધવાનો.

મંત્ર સાધવાનો રસ્તો હજી મને જડયો નહોતો, પરંતુ મૃત્યુંજય જેવો ગુરુ પ્રાપ્ત થવાની આશાના આનંદથી હું નાચી ઊઠયો. તે તેના નામજાદા સસરાનો શિષ્ય હતો; એટલે પૂરેપૂરો ઉસ્તાદ હોવો જોઈએ! વિધાતા આમ મારા પર અકસ્માત્ ખુશ થઈ જશે, એવું કોણે ધાર્યું પણ હોય?

પરંતુ કામ મુશ્કેલ અને જોખમનો સંભવ, એટલે પ્રથમ તે બંનેએ ના પાડી; પણ મેં એવી હઠ લીધી કે એક મહિનાની અંદર મને ચેલો બનાવ્યા વિના મૃત્યુંજયનો છૂટકો ન થયો. તેણે સાપ પકડવાનો મંત્ર તેમજ રીત મને શિખવાડી દીધાં, તથા કાંડા ઉપર ઔષધસમેત માદળિયું બાંધી દઈને રીતસરનો ગારુડી બનાવી દીધો.

મંત્ર કયો તે જાણો છો? તેનો છેલ્લો ભાગ મને યાદ છે,—

ઓરે કેવટા! તું મનસાનું વાહન—
મનસાદેવી મારી મા—

* ઝેરી સાપોની જાત

ઊલટપાલટ પાતાળ ફોડ—
પૈડવાનું* ઝેર તું લે, તારું ઝેર પૈડવાને આપ
—દૂધરાજ, મણિરાજ!
કોની આણ—વિષહરિની આણ!

એનો અર્થ શો, તે હું જાણતો નથી. કારણ જે આ મંત્રના દ્રષ્ટા ઋષિ હતા—જરૂર કોઈ ને કોઈ તો હશે જ, તેમનાં મને કદી દર્શન મળ્યાં નથી.

અંતે એક દિવસ આ મંત્રના સાચાજૂઠાપણાની અંતિમ પરીક્ષા થઈ ગઈ એ વાત ખરી, પરંતુ જેટલા દિવસ ના થઈ તેટલા દિવસ સાપ પકડવાની બાબતમાં હું ચારે દિશાએ પ્રખ્યાત થઈ ગયો. બધા જ કહેવા લાગ્યા, "ખરે જ નેડો ઇલમી માણસ તો ખરો, એમાં શંકા નહિ. સંન્યાસી હતો ત્યારે કામરુ દેશમાં જઈ સિદ્ધ થઈ આવ્યો છે." આટલી ઉંમરમાં આટલો મોટો ઉસ્તાદ ઠર્યો એટલે અભિમાનથી મારો હવે જમીન ઉપર પગ અડતો નહોતો, એવી સ્થિતિ થઈ ગઈ હતી.

માત્ર બે જણને વિશ્વાસ ન હતો. મારા જે ગુરુ હતા તે તો સારુંનરસું કાંઈ જ કહેતા નહિ. પરંતુ વિલાસી વચમાં વચમાં મોં મલકાવી હસીને કહેતી, "મહારાજ! એ બધાં ભયંકર જાનવર કહેવાય, જરા સાવચેતીથી હાથ ઘાલવો." વસ્તુતાએ ઝેરી દાંત તોડવાનું, સાપના મોંમાંથી ઝેર બહાર કાઢવાનું,

* નાનો ઝેર વગરનો સાપ.

વગેરે કામો મેં એવી બેફિકરાઈથી કરવા માંડયાં હતાં કે એ બધું યાદ આવતાં મારું આજે પણ શરીર ધ્રૂજી ઊઠે છે.

ખરી વાત એ છે કે, સાપ પકડવો એ પણ મુશ્કેલ નથી, તથા પકડેલા સાપને બેચાર દિવસ હાંલ્લીમાં પૂરી રાખ્યા પછી, તેનો ઝેરી દાંત પાડી નાખેલો હોય કે ન હોય, કેમે કર્યો તે કરડતો પણ નથી. ફેણ ઊંચી કરી કરડવાનો ઢોંગ કરે, ભય બતાવે, પણ કરડે નહિ.

વચ્ચે વચ્ચે અમો ગુરુશિષ્ય સાથે વિલાસી દલીલ કરતી. ગારુડી લોકોનો સૌથી વધુ નફો મળે એવો ધંધો જડીબુટ્ટી વેચવાનો છે—જે બુટ્ટીને જોતાં વેંત જ સાપને નાસતાં ભોંય ભારે પડે છે. પરંતુ ત્યાર પહેલાં એક સામાન્ય કામ એ કરી લેવું પડે છે, કે જડીબુટ્ટી દેખીને ભાગી જનારા સાપના મોં ઉપર એક લોઢાનો સળિયો તપાવી બેચાર વાર ડામ દેવા પડે છે, ત્યાર પછી તેને જડીબુટ્ટી દેખાડો કે એકાદ લાકડું જ દેખાડો, તેને ક્યાં નાસવું તેની સૂઝ પડશે નહિ. આ કામની વિરુદ્ધ વિલાસી ભારે વાંધો ઉઠાવી મૃત્યુંજયને કહેતી, ' જુઓ એમ કરી માણસોને ઠગતા નહિ. '

મૃત્યુંજય કહેતો. "બધા જ કરે છે પછી તેમાં ખોટું શું ?" વિલાસી જવાબ આપતી, " ભલે બધા કરે, આપણને તો ખાવાપીવાના સાંસા નથી, આપણે શા માટે વગર ફોગટના લોકોને ઠગવા જઈએ. "

બીજી એક વસ્તુ મેં બરાબર જોઈ હતી. સાપ પકડવાનું બાનું મળતું કે તરત વિલાસી અનેક રીતે વાંધો નાખવાનો પ્રયત્ન કરતી—આજ શનિવાર છે, આજ મંગળવાર છે, એમ કેટલાંય બહાનાં કાઢતી. મૃત્યુંજય હાજર ન હોય તો તો તે આવેલા માણસોને ચોક્કસ ભગાડી મૂકતી. પરતુ હાજર હોય ત્યારે મૃત્યુંજય નગદ રૂપિયાનો લોભ ખાળી શકતો નહિ. અને મને તો એક પ્રકારનું વ્યસન જ થઈ પડયું હતું. અનેક રીતે તેને ઉશ્કેરવાનો પ્રયત્ન કરવામાં કશી કચાશ રાખતો નહિ. ખરું જોતાં એ કામમાં મજા સિવાય જોખમ કયાંય હતું, એ વાત મારા મનમાં જ ઊગતી નહિ. પરંતુ એ પાપનો દંડ મારે એક દિવસ સારી પેઠે આપવો પડયો.

તે દિવસે દોઢેક કોસ દૂર એક ગોવાળિયાને ઘેર સાપ પકડવા ગયા હતા. વિલાસી દર વખતે સાથે જ રહેતી, આજે પણ હતી. માટીના ઘરની જમીન જરાક ખોદતાં જ એક દરનું ચિહ્ન મળી આવ્યું. અમારા કોઈના લક્ષમાં આવ્યું નહિ. પણ વિલાસી તો ગારુડીની દીકરી,—તે નીચી નમી કેટલાક કાગળના ટુકડા ઉપાડી મને કહેવા લાગી,—"મહારાજ, સાવચેતીથી કામ કરજો. સાપ એક નથી. એક જોડું તો છે જ, પણ કદાચ વધારે પણ હોય."

મૃત્યુંજય બોલ્યો, "આ લોકો તો કહે છે કે એક જ સાપ આવી ભરાયો છે, એક જ જોવામાં આવ્યો છે."

વિલાસી કાગળ બતાવી બોલી, "જોતા નથી કે ઘર કર્યું છે?"

મૃત્યુંજય બોલ્યો, "કાગળ તો ઉંદર પણ લાવ્યા હોય?"

વિલાસી બોલી, "એમે હોય, પણ એ સાપ તો છે જ, એમ હું ચોક્કસ કહું છું."

અંતે વિલાસીનું કહેવું જ સાચું પડ્યું, અને તે દિવસે બહુ જીવલેણ રીતે. દશેક મિનિટમાં જ એક મોટા ખરીશ ગોખરા સાપને પકડીને મૃત્યુંજયે મારા હાથમાં આપ્યો. પરન્તુ તેને કરંડિયામાં પૂરીને પાછો ફર્યો ન ફર્યો એટલામાં જ મૃત્યુંજય "ઓહ" કરીને હાય નાખી, બહાર આવી ઊભો રહ્યો. તેની હથેળીની ઉપરની બાજુએથી દડ દડ લોહી વહી રહ્યું હતું.

પહેલાં તો બધાં જ જાણે દિઙ્મૂઢ થઈ ગયાં. કારણ સાપને પકડવા જતાં તે નાસી જવાનાં ફાંફાં મારવાને બદલે ઊલટો દરમાંથી એક હાથ ફેણ બહાર કાઢી, ડંખ મારે એવી અજબ વાત જિંદગીમાં આ એક જ વાર માત્ર જોઈ છે. બીજી જ ક્ષણે વિલાસીએ ચીસ પાડી દોડી જઈને પાલવ વડે તેનો હાથ બાંધી દીધો, અને જેટલી જાતનાં મૂળિયાં–ખૂળિયાં તે સાથે લાવી હતી, તે બધાં જ તેને ચાવવા આપ્યાં. મૃત્યુંજયનું પોતાનું માદળિયું તો હતું જ, તેના ઉપર મેં મારું માદળિયું પણ કાઢીને તેને હાથે બાંધી દીધું—એવી આશાએ કે ઝેર એનાથી ઉપર નહિ ચડે, અને મારો પેલો 'વિષહરિની

આશા 'વાળો મંત્ર જોરથી વારંવાર જપવા માંડચો. ચારે બાજુ ભીડ જામી ગઈ. તથા એ ગાળામાં જ્યાં જેટલા ઇલમી માણસો હતા, તે બધાને ખબર આપવા માટે ચારે દિશાએ માણસો દોડી ગયાં. વિલાસીના બાપને પણ ખબર આપવા માણસ ગયું.

મારા મંત્ર જપવાને તો હવે તાગ ન હતો, પરંતુ કાંઈ ફેર પડતો હોય એમ લાગ્યું નહિ. તોપણ જપ તો એકસરખો જ ચાલવા લાગ્યો. પરન્તુ પંદરવીસ મિનિટ થતાં જ જ્યારે મૃત્યુંજયે એકવાર ઊલટી કરીને નાકમાંથી બોલવાનું શરૂ કરી દીધું, ત્યારે વિલાસી જમીન ઉપર સીધી પછાડ ખાઈને પડી. હું પણ સમજ્યો કે મારી વિષહરિની આણ હવે કામ નહિ આવે.

પાસેના બીજા પણ બે ચાર ઉસ્તાદ આવી પહોંચ્યા. અમે કોઈવાર તો એકીસાથે તો કોઈવાર જુદાજુદા તેત્રીસ કરોડ દેવ-દેવીની આણ દેવા લાગ્યા. પરંતુ ઝેરે આણ માની નહિ. રોગીની અવસ્થા ધીરે ધીરે બગડતી જ ચાલી. જ્યારે માલૂમ પડયું કે સીધી વાત કર્યે નહિ ચાલે, ત્યારે ત્રણચાર જણ ભૂવા-ભાથીઓએ ભેગા થઈ ઝેરને એવી તો ન બોલાય, ન સંભળાય એવી ગાળો ભાંડવા માંડી, કે જો ઝેરને કાન હોત તો તે મૃત્યુંજયને તો શું પણ તે દિવસે દેશ છોડીનેય ભાગી જાત. પરંતુ કશાથી કશું વળ્યું નહિ. બીજા અર્ધો કલાક સુધી ધમપછાડા કર્યા બાદ રોગીએ તેનાં બાપ-માએ આપેલું મૃત્યુંજય નામ તથા તેના સસરાએ આપેલ મંત્ર અને

ઔષધિઓ બધાંને ખોટાં પાડીને આ દુનિયાની લીલા પૂરી કરી. વિલાસી તેના સ્વામીનું માથું ખોળામાં લઈને બેઠી હતી, તે જાણે બિલકુલ પથ્થર બની ગઈ.

જવા દો, તેના દુઃખની કહાણી વધારે નહિ લંબાવું. ફક્ત એટલું કહીને પતાવું છું કે તેને જીવન એટલું અકારું થઈ પડયું હતું કે તે સાત દિવસથી વધુ જીવી નહિ. મને માત્ર એક દિવસ કહી ગઈ, "મહારાજ, મારા માથાના સોગંદ, આ ધંધો તમે હવે કદી કરતા નહિ."

મારું માદળિયું અને કવચ તો મૃત્યુંજયની સાથે સાથે જ કબરમાં ગયાં હતાં, બાકી હતી માત્ર વિષહરિની આજ્ઞા. પરંતુ તે આજ્ઞા કંઈ મૅજિસ્ટ્રેટ સાહેબની આજ્ઞા ન હતી, અને સાપનું ઝેર એ કંઈ બંગાળીનું ઝેર ન હતું, એ હું પણ સમજી ગયો હતો.

એક દિવસ ત્યાં ગયો તો ખબર મળી—ઘરમાં કાંઈ ઝેરની ખોટ નહોતી—વિલાસીએ આત્મહત્યા કરી હતી, અને શાસ્ત્ર પ્રમાણે તે નક્કી નરકે ગઈ હતી. પરંતુ ગમે ત્યાં ગઈ હોય મને પોતાને જ્યારે જવાનો સમય આવશે, ત્યારે એ પ્રકારના કોઈ એકાદ નરકમાં જવાનું થતાં પાછા પગ નહિ કરું, એટલું માત્ર કહી શકું છું.

કાકા–મહાશય સોળે આના આંબાવાડિયું કબજે કરી લઈ અત્યંત શાણા માણસની પેઠે ચારે કોર કહેતા ફરવા લાગ્યા કે તેનું જો કમોતે મોત ન થાય તો થાય કોનું? પુરુષ

માણસ એવી એક નહિ પણ દસ ભલે ને કરતો, તેમાં કંઈ જતું રહેતું નથી, બહુ તો થઈ થઈને જરા બદનામ થાય. પરંતુ તેના હાથનો ભાત શું મરવા ખાધો ? જાતે તો મર્યો, અને મારું પણ માથું નીચું કરતો ગયો. ના પામ્યો એક પૂળો આગ, ના પામ્યો એકે પિંડ, ના થયું કંઈ જમાડવા-ખાવાનું.

ગામના લોકો એકેઅવાજે કહેવા લાગ્યા,—એમાં વળી સંદેહ શો ? અજપાપ ! બાપ રે ! એનું તે કંઈ પ્રાયશ્ચિત્ત હોય ?

વિલાસીની આત્મહત્યા પણ ઘણા જણને મન મશ્કરીનો વિષય થઈ પડી. મને ઘણીવાર વિચાર આવે છે, કે એ અપરાધ કદાચ એ બંને જણે કર્યો હશે, પરંતુ મૃત્યુંજય તો ગામડાનો જ છોકરો હતો, ગામડામાં જ ઊછરીને મોટો થયેલો હતો; તોપણ જે વસ્તુએ તેને આટલું મોટું દુઃસાહસ કરવા પ્રવૃત્ત કર્યો, તે વસ્તુ કદી કોઈની આંખે જ નહિ ચડી ?

મને લાગે છે, કે જે દેશનાં સ્ત્રીપુરુષની અંદર પરસ્પર હૃદય જીતીને લગ્ન કરવાનો રિવાજ નથી, બલ્કે એ નિંદાનો વિષય છે; જે દેશનાં નરનારી આશા કરવાના સૌભાગ્યથી કે આકાંક્ષા સેવવાના ભયંકર આનંદથી સદા સારૂ વંચિત છે; જેમને વિજયનું અભિમાન કે પરાજયની વ્યથા જીવનમાં એકવાર પણ અનુભવવાં પડતાં નથી; જેમને ભૂલ કરવાનું દુઃખ કે ભૂલ ન કરવાનો સંતોષ એ કશાની બલા જ નથી; જેમના પ્રાચીન તેમજ બહુદર્શી બુદ્ધિશાળી સમાજે સર્વ પ્રકારના

હંગામામાંથી અત્યંત સાવચેતીથી દેશના લોકોને બચાવી લઈ આખી જિંદગી કેવળ સુરક્ષિતતામાં રહેવાની જ વ્યવસ્થા કરી આપી છે; જેથી કરીને લગ્ન એ વસ્તુ જેમને મન કેવળ કરાર છે—ભલેને પછી વૈદિક મંત્રો વડે તે કરારનામું ગમે તેટલું પાકું કરેલું હોય — તે દેશના લોકોની મગદૂર નથી કે તેઓ મૃત્યું-જયના અન્નપાપનું કારણ સમજી શકે. વિલાસીનો જેઓએ પરિહાસ કર્યો હતો, તેઓ બધાં સાધુ ગૃહસ્થો તથા સાધ્વી ગૃહિણીઓ હતાં. તેઓ બધાંયને અક્ષય સતીલોક મળશે તે પણ હું જાણું છું. પરંતુ શેખ ગારુડીની દીકરી જ્યારે એક માંદા પથારીવશ માણસને અણુએ અણુએ જીતતી હતી, ત્યારે તેના તે વખતના ગૌરવનો કણમાત્ર પણ કદાચ આજેય તેઓમાંથી કોઈ આંખે જોવા પામ્યાં નહિ હોય. મૃત્યુંજય ભલે એક તદ્દન તુચ્છ માણસ હોય, પરન્તુ તેનું હૃદય જીતી કબજે કરવાનો આનંદ તુચ્છ ન હતો; તે સંપત્તિ જેવી તેવી ન હતી.

આ વસ્તુ જ આ દેશના લોકો માટે સમજવી કઠણ છે. હું ભૂદેવ બાબુના× 'પારિવારિક પ્રબંધ'ને પણ દોષ દેતો નથી, તેમજ શાસ્ત્રીય તથા સામાજિક વિધિવ્યવસ્થાની પણ નિંદા કરતો નથી. એવી નિંદા કરવા જતાં જ મોઢા ઉપર કડક જવાબ આપી જેઓ બોલે છે કે આ હિંદુ સમાજ

× ભૂદેવ મુખોપાધ્યાય બંગાળાના પ્રખ્યાત નિબંધકાર થઈ ગયા. 'પારિવારિક પ્રબંધ' એમના લખેલા પુસ્તકનું નામ છે. એમાં કૌટુંબિક વિષયની ચર્ચા છે.

તેની ભૂલ વગરની વિધિવ્યવસ્થાને જોરે જ આટલા સૈકાની આટઆટલી ઊથલપાથલોની વચ્ચે ટકી શક્યો છે, તે લોકો પ્રત્યે પણ મને અતિશય ભક્તિ છે; જવાબમાં હું કદી કહેવાનો નથી કે ટકી રહેવું એમાં જ એકમાત્ર સાર્થકતા નથી; અને અતિકાયહસ્તી× લોપ પામ્યો છે, પરંતુ વંદો ટકી રહ્યો છે. હું ફક્ત એટલું જ કહીશ કે પૈસાદાર લોકોના કહાનકુંવરની પેઠે રાતદિવસ નજર સામે તથા ખોળાની અંદર જ રાખવાથી સમાજ સારો સચવાય તેમાં કાંઈ જ સંદેહ નથી, પરંતુ છેક વદાની પેઠે બચાવી રાખવા કરતાં એક અધઘડી ખોળામાંથી નીચે ઉતારી બીજાં ઘણાં માણસની પેઠે એએક પગલાં ભરવા દેવાથી પણ પ્રાયશ્ચિત્ત કરવું પડે એવું પાપ નહિ થઈ જાય.

× બહુ જૂના સમયનું અને ખૂબ મોટું પ્રાણી, જેનાં માત્ર છૂટાં-છવાયાં હાડકાંના અવશેષ મળી આવે છે.

# મુકદ્દમાનું ફળ

વૃદ્ધ વૃંદાવન સામંતના મૃત્યુ બાદ તેના બે છોકરા શિવુ અને શંભુ સામંતે રોજ લડાઈ-ઝઘડા કરતાં કરતાં છએક માસ એકચૂલે એક ઘરમાં કાઢ્યા. ત્યાર બાદ એક દિવસ તેઓ જુદા થઈ ગયા.

ગામના જમીનદાર ચૌધરી મહાશયે જાતે આવીને તેમનાં ઘર-ખેતર, દર-દાગીના, વાડી-તળાવડી, બધું વહેંચી આપ્યું. નાનો ભાઈ સામેની તળાવડીની પેલી બાજુ બેએક માટીના કૂબા તૈયાર કરી, નાની વહુ તથા છોકરાં-છૈયાંને લઈ વાસ છોડી નીકળી ગયો.

બધું જ વહેંચાઈ ગયું હતું. ફક્ત એક નાનું વાંસનું ઝાડ વહેંચાયું નહોતું. કારણ, શિવુએ વાંધો નાંખી કહ્યું, "ચૌધરી મહાશય! વાંસનું ઝાડ તો મારે જોઈશે જ. ઘરબાર બધું જૂનું થઈ ગયું છે, છાપરામાં વળીઓ-ખપાટિયાં બદલવામાં ટેકણ-બેકણ દેવામાં વાંસની મારે રોજ જરૂર પડવાની. ગામમાં કોની પાસે માગવા જાઉં, બોલો."

શંભુ એનો વિરોધ કરવા ઊભો થઈ, મોટાભાઈના મોં ઉપર હાથ હલાવતો બોલ્યો, " ઓહો, એના ઘરનાં ટેકણ-બેકણ માટે વાંસ જોઈએ, અને મારા ઘરમાં કેળ કાપી લાવ્યે જ ચાલશે એમ ને! એ બનવાનું નથી; ચૌધરી મહાશય, વાંસનું ઝાડ મને નહિ મળે તે નહિ ચાલે એ હું કહી દઉં છું "

તકરાર અહીં સુધી જ આવીને અટકી ગઈ. તેથી કરીને એટલી મિલકત બંને હિસ્સેદારોની રહી. તેનું પરિણામ એ આવ્યું કે, શંભુ એકાદ ડાળને હાથ લગાડવા આવે કે તરત શિવુ વાંસી લઈ ને ભગાડી મૂકે. તથા શિવુની સ્ત્રી વાંસના ઝાડની નીચે થઈ ને પસાર થાય, એટલામાં જ શંભુ લાઠી લઈ મારવા દોડે.

એક દિવસે સવારે એ વાંસના ઝાડને કારણે જ બંને કુટુંબો વચ્ચે ભારે દંગો મચી ગયો. ષષ્ઠીપૂજા કે એવા કોઈ એકાદ દેવકાર્યમાં મોટી વહુ ગંગામણિને થોડાં વાંસનાં પાનની જરૂર હતી. ગામડામાં એ વસ્તુ દુર્લભ નથી, સહેજે બીજી જગાએથી મળી શકત. પરંતુ પોતાનું ઝાડ હોવા છતાં પારકા આગળ હાથ લંબાવવા જતાં તેને શરમ આવી. ખાસ કરીને તેને મનમાં ભરોંસો હતો કે, દિયેર એ વખત જરૂર ખેતરમાં ગયા હશે અને નાની વહુ એકલી શું કરવાની હતી?

પરંતુ કોણ જાણે શા કારણે શંભુને તે દિવસે ખેતરમાં જવા નીકળતાં મોડું થયું હતું. તે પાન્તા-ભાત× પૂરો કરી હાથ

× પાણીમાં પલાળેલો વાસી ભાત.

ધોવા જતો હતો, એટલામાં નાની વહુએ તલાવડીને આરેથી ઉતાવળે ઉતાવળે દોડી આવી સ્વામીને ખબર આપી. શંભુનો પાણીનો લોટો ક્યાં ય રહ્યો,—હાથમોં ધોવાનું ક્યાં ય રહ્યું. તેણે હાહો કરી આખા મહોલ્લાને ગજાવી મૂકી, ત્રણ કૂદકે આવી પહોંચી, એંઠા હાથે જ મોટી ભાભીએ જે કેટલાંક પાન ચૂંટેલાં હતાં તે છીનવી લઈ, ઝૂંટ મારી નીચે નાખ્યાં; તથા સાથે સાથે જ તેના પ્રત્યે જે ભાષા–પ્રયોગ કર્યો, તે બધો તે બીજે ગમે ત્યાંથી શીખ્યો હો. પણ રામાયણના લક્ષ્મણ–ચરિત્રમાંથી તો શીખ્યો ન હતો, એટલું ચોક્કસ કહી શકાય.

આ બાજુ મોટી વહુએ રડતાં રડતાં ઘેર જઈ ખેતરમાં સ્વામીને ખબર મોકલાવી દીધી. શિવુ હળ પડતું મૂકી, દાતરડું હાથમાં લઈ દોડી આવ્યો, તથા વાંસના ઝાડની નજીક ઊભા રહી અપ્રત્યક્ષ નાનાભાઈને ઉદ્દેશી પોતાનું અસ્ત્ર વીંઝી. રાડો નાંખી, તેણે એવી ધાંધલ મચાવી મૂકી કે લોકોની ઠઠ જામી ગઈ. એટલાથી પણ તેનો ક્રોધ શમ્યો નહિ, ત્યારે તે જમીનદારને બંગલે ફરિયાદ કરવા ગયો, અને એવી ધમકી આપતો ગયો કે ચૌધરી મહાશય એનો ન્યાય કરશે તો ઠીક છે; નહિ તો પોતે કચેરીમાં જઈ ફરિયાદ ન માંડે તો પોતાનું નામ શિવુ સામંત નહિ.

આ બાજુ શંભુ વાંસનાં પાન ઝૂંટવી લેવાનું કર્તવ્ય પૂરું કરી નિરાંતે હળ–બળદ લઈ ખેતરમાં ચાલ્યો ગયો હતો. સ્ત્રીનું કહેવું તેણે માન્યું નહિ. ઘરમાં નાની વહુ એકલી હતી. એ દરમ્યાન જેઠ આવીને બૂમ–બરાડા પાડી આખો મહોલ્લો સડક

કરી દઈ બહાદુરીથી એકતરફી વિજય મેળવી ચાલ્યા ગયા. તોપણ, નાનાભાઈની વહુ હોવાથી બધું કાને સાંભળ્યા છતાં એક પણ વાતનો તે જવાબ આપી શકી નહિ. એથી કરીને તેના મનના સંતાપની તેમ જ સ્વામી પ્રત્યે ગુસ્સાની અવધિ રહી નહિ. તે રસોડા તરફ પણ ગઈ નહિ, ચડેલે મોંએ ઓસરીમાં પગ લાંબા કરી બેસી રહી.

શિવુના ઘરમાં પણ એ જ દશા. મોટી વહુ પ્રતિજ્ઞા કરીને સ્વામીની રાહ જોઈને બેઠી છે, કે તે આવે અને જે કરવું હોય તે કરે; નહિ તો પોતે પાણી પણ મોંમાં નાખ્યા વિના બાપને ઘેર ચાલી જશે. એ એક વાંસનાં પાંદડાં માટે દિયેરને હાથે આટલું અપમાન !

દોઢ પહોર વેળા થઈ ગઈ, તોપણ શિવુનું નામનિશાન નહિ. મોટી વહુને ચટપટી થવા લાગી. શી ખબર, ચૌધરી મહાશયને બંગલેથી જ કદાચ તે ફરિયાદ માંડવા સીધા કચેરીમાં ચાલ્યા ગયા હોય.

એ વખતે બહારના બારણાને ધપ દઈને જોરથી ધક્કો મારી શંભુનો મોટો દીકરો ગયારામ દાખલ થયો. તેની ઉંમર સોળ–સત્તરને આશરે હશે. પરંતુ આટલી ઉમરમાં જ તેનો ક્રોધ અને તેની ભાષા તેના બાપને પણ વટાવી ગયાં હતાં. તે ગામની પ્રાથમિક શાળામાં ભણતો હતો. આજકાલ સવારની નિશાળ હતી. સાડાદસ વાગ્યે નિશાળ છૂટી છે.

ગયારામની ઉંમર જ્યારે એક વર્ષની હતી, ત્યારે તેની

માનું મૃત્યુ થયું હતું. તેના બાપ શંભુએ ફરીવાર લગ્ન કરી જોકે નવી વહુ ઘરમાં આણી ખરી; પરંતુ આ નમાયા બાળકને ઉછેરવાનો ભાર કાકી-મા ઉપર જ પડ્યો, તથા જ્યાં સુધી, બે ભાઈ જુદા નહોતા થયા, ત્યાં સુધી એ ભાર તે જ વહન કરતાં આવ્યાં હતાં. સાવકી મા સાથે તેનો કદી પણ કશો વિશેષ સંબંધ ન હતો,—એટલું જ નહિ પણ તેમણે નવું ઘર માંડ્યું ત્યાર પછી પણ ગયારામ જે દિવસે જ્યાં ફાવ્યું ત્યાં ખાઈ લેતો.

આજ તે નિશાળમાંથી છૂટયા બાદ સાવકી-માનું મોં તેમ જ ભોજનનો બંદોબસ્ત જોઈને બળતા અંગારા જેવો થઈને આ ઘેર આવ્યો હતો. કાકી-માનું મોં દેખીને તેના તે અગ્નિમાં પાણી છંટાયું નહિ, ઘાસતેલ છંટાયું. તેણે જરા પણ પ્રસ્તાવના કર્યા વિના જ કહ્યું, "ખાવાનું આપ, કાકી-મા."

કાકી-મા કશું બોલ્યાં નહિ. જેમ બેઠાં હતાં તેમ જ બેસી રહ્યાં.

ગયારામે ગુસ્સે થઈ જમીન ઉપર પગ પછાડી કહ્યું, "ખાવાનું આપે છે કે નથી આપતી, બોલ."

ગંગામણિએ ગુસ્સાથી મોં ઊંચું કરી તિરસ્કારપૂર્વક કહ્યું, "તારે માટે રાંધીને બેઠી છું ને, તે આપું? તારી સાવકી-મા અભાગણીથી ખાવાનું ન અપાયું કે અહીં આવ્યો છે ઉત્પાત કરવા?"

ગયારામ બૂમ પાડી બોલ્યો,—" તે અભાગણીની વાત હું ન જાણું. તું આપે છે કે નહિ તે બોલ. ન આપવાની હો તો આ ચાલ્યો તારાં બધાં હાંડી-હાલ્લાં ખોખરાં કરવા." એટલું કહી તે કોઠારમાં પડેલા ફાચરાઓના ઢગલામાંથી એક ફાચરો ઉપાડી વેગથી રસોડા તરફ ચાલ્યો.

કાકી-મા બીકથી ચીસ પાડી ઊઠ્યાં,—" ગયા ! હરામી ! ચોર ! ખબરદાર ! તોફાન કર્યું છે તો ! ખબર પડી જશે ! નવાં હાંડી-હાલ્લાં કાઢ્યાંને હજી બે દિવસ તો થયા નથી ! એક પણ વાસણ ભાંગ્યું તો તારા મોટા કાકાની પાસે તારો એકાદ પગ જો ન ભંગાવું તો મારું નામ નહિ."

ગયારામે રસોડાની સાંકળે જઈને હાથ લગાડ્યો હતો, અચાનક કંઈક નવી વાત યાદ આવતાં તે જરા શાંત ભાવે પાછો આવીને બોલ્યો, " સારું, ખાવાનું ન આપવાની હોય તો ન આપતી ! મારે નથી જોઈતું. નદીકિનારે વડના ઝાડ નીચે બ્રાહ્મણોની સ્ત્રીઓ બધી કોથળા ભરી ભરીને પૌંઆ-મમરા લઈ પૂજા કરે છે; જે માગે છે તેને આપે છે, તે જોઈને આવ્યો છું. આ હું ચાલ્યો તેમની પાસે."

ગંગામણિને તરત જ યાદ આવ્યું કે આજ અરણ્યષષ્ઠી છે. અને એક ક્ષણમાં જ તેનો મિજાજ ગરમ મટી ઠંડો બની ગયો. તોપણ મોંનું જોર રાખી બોલી, " તો જાને, કેવો જાય છે, જોઉં તો ખરી !',

" જોવું છે ત્યારે ?" બોલી ગયારામ એક ફાટેલો અંગૂછો

ખેંચી લઈ, તેને કમરે વીંટાળી, જવાની તૈયારી કરવા લાગ્યો. તેટલામાં જ ગંગામણિ તપી જઈ બોલી, “આજ છઠને દિવસે પારકે ઘેર ભીખીને ખાઈ આવ્યો તો તારી શી વલે કરું છું તે જોજે, અભાગિયા.”

ગયારામે જવાબ આપ્યો નહિ. રસોડામાં ઘૂસી એકાદ ચાંગળું તેલ લઈ માથામાં ઘસતો ઘસતો તેને બહાર જતો જોઈ કાકી–મા આંગણે આવી ડર બતાવી બોલ્યાં,—“અભાગી ક્યાંનો! ઠાકોર–દેવતા સાથે મસ્તી! ડૂબકું મારી પાછો ન ચાલ્યો આવ્યો, તો ભૂંડી વલે કરીશ એ કહી દઉં છું તને, આજ હું ખિજવાઈ રહેલી છું.”

પરંતુ ગયારામ ડરે એવો નહોતો, તે ફક્ત દાંત કાઢી કાકી–માને ઠીંગો બતલાવી દોટ મૂકી ચાલ્યો ગયો.

ગંગામણિ તેની પાછળ પાછળ રસ્તા સુધી આવી બૂમો પાડવા લાગી, “આજ છઠને દિવસે વળી કોના છોકરા રાંધેલું ખાય છે, કે તું ખાવાનો? ચકતી–ગોળના સંદેશની, ચંપા–કેળાંની, દૂધ–દહીંની ફરાળ કર્યે નહિ ચાલતું હોય, તે પારકે ઘેર ભીખી ખાવા ચાલ્યો! કૈવર્તના ઘરમાં તું કંઈ નવાબ થઈને જન્મ્યો છે?”

ગયારામ જરા દૂર જઈ પાછો ફરી ઊભો રહી બોલ્યો, “ત્યારે તેં આપ્યું કેમ નહિ, બળ્યા–મોંની? કેમ કહ્યું કે કશું નથી?”

ગંગામણિ ગાલે હાથ મૂકી અવાક્ થઈ જઈ બોલી, "જોયું છોકરો બોલે છે તે! ક્યારે વળી તને કહ્યું કે કશું નથી? નહિ નાહવાનું, નહિ ધોવાનું, ધાડિયાની પેઠે પેસતાં વેંત જ કહે કે ખાવાનું આપ. આજે ઓછું જ કૈં રાંધેલું છે તે આપે? મેં કહ્યું, જે છે તે તો તૈયાર છે. ડૂબકું મારીને આવે એટલે..."

ગયારામે કહ્યું, "ફરાળ તારું જહાનમમાં ગયું. રોજ રોજ અભાગણીઓ ઝઘડા કરી રસોડાને સાંકળ ચડાવી, પગ લાંબા કરી બેસી રહેવાની, અને રોજ મારે ત્રણ પહોર વેળાએ નર્યો ખીચડો* ખાવાનો? જા, મારે તમારી કોઈની પાસે ખાવાનું જોઈતું નથી." એટલું બોલી તેને ધડધડાટ ચાલ્યો જતો જોઈ ગંગામણિ ત્યાં ઊભી રહી ગળગળે અવાજે બૂમો પાડવા લાગી, "આજ છઠને દિવસે કોઈની પાસે માગી ખાઈ અમંગળ કરીશ નહિ, ગયા!—મારો ડાહ્યો દીકરો—જોઈએ તો ચાર પૈસા આપું, રે સાંભળ—"

ગયારામે જોયું સુધ્ધાં નહિ, ઝડપથી ચાલ્યો ગયો. એમ બોલતો બોલતો ગયો: "નથી જોઈતું મારે ફરાળ, નથી જોઈતા મારે પૈસા, તારા ફરાળને હું..." ઇત્યાદિ.

તે નજર બહાર નીકળી ગયો એટલે ગંગામણિ ઘેર પાછી આવી ગુસ્સાથી, દુઃખથી, અભિમાનથી નિર્જીવની પેઠે ઓસરીમાં બેસી ગઈ, અને ગયારામની વર્તણૂકથી અંતરમાં દુઃખ પામી તેની સાવકી માને શાપ દેવા લાગી.

---

* મૂળ: 'ભાતે-ભાત.'

પરંતુ નદીને રસ્તે જતાં જતાં ગયાને કાકી–માના શબ્દો કાનમાં ગુંજવા લાગ્યા. એક તો ઉત્તમ આહાર પ્રત્યે સ્વાભાવિક રીતે જ તેને જરા વધારે પ્રેમ હતો. ચકતી–ગોળનો સંદેશ, દહીં, દૂધ, ચંપા–કેળાં, તેની ઉપર ચાર પૈસાની દક્ષિણા—તેનું મન તરત પીગળવા લાગ્યું.

સ્નાન પૂરું કરી ગયારામ પ્રચંડ ક્ષુધા લઈ પાછો આવ્યો. આંગણામાં ઊભા રહી બૂમ પાડી, "ફળારનું બધું જલદી લઈ આવ, કાકી–મા, મને ખૂબ ભૂખ લાગી છે. પરન્તુ ચકતી સંદેશ જો થોડો આપ્યો તો આજ તને જ ખાઈ જઈશ."

ગંગામણિ હમણાં જ વાસીદાનું કામ કરવા કોઢમાં પેઠી હતી. ગયારામની બૂમ સાંભળી મનમાં મનમાં જરા મૂંઝાઈ. ઘરમાં દૂધ, દહીં, પૌંઆ, ગોળ તો હતાં; પરન્તુ ચંપા–કેળાં ન હતાં. ચકતી–ગોળનો સંદેશ પણ ન હતો. તે વખતે તો ગયાને રોકવા ખાતર જે મોંએ આવ્યું તે બોલીને લોભ દેખાડચો હતો.

તેણે ત્યાં રહ્યાં રહ્યાં જ અવાજ દઈ કહ્યું, "તું તેટલી વારમાં ભીનાં કપડાં બદલ, ભાઈ, હું તળાવડીમાં હાથ ધોઈ આવું છું."

"જલદી આવ," કહી હુકમ ચલાવી ગયારામ કપડાં બદલી પોતે જ એક આસન પાથરી, લોટામાં પાણી ભરી, તૈયાર થઈ બેઠો. ગંગામણિ જલદી જલદી હાથ ધોઈ આવી. ગયારામનો પ્રસન્ન મિજાજ દેખી ખુશ થઈ બોલી, "કેવો મારો ડાહ્યો

દીકરો, વાતવાતમાં ગુસ્સે શું થઈ જતો હશે, ભાઈ." બોલી તેણે ભંડારમાંથી ભોજનની સર્વ સામગ્રી આણી સામે રજૂ કરી.

ગયારામ આંખના પલકારામાં બધી વાનીઓ જોઈ લઈ તીક્ષ્ણ અવાજે પૂછવા લાગ્યો, "ચંપા-કેળાં ક્યાં?"

ગંગામણિ જરા ગલ્લાંતલ્લાં કરી બોલી, "ઢાંકવાનું યાદ ન રહ્યું ભાઈ, બધાં ઉંદરડા ખાઈ ગયા. એકાદ બિલાડો પાળ્યા વિના હવે નહિ ચાલે એમ લાગે છે!"

ગયારામ હસીને બોલ્યો, "કેળાં વળી કદી ઉંદરડા ખાતા હશે? તારી પાસે હતાં જ નહિ, એમ કહેને."

ગંગામણિ અવાક્ થઈ જઈ બોલી, "તું આ શું બોલે છે! કેળાં ઉંદરડા ન ખાય!"

ગયારામ પોંઆ, દહીં ભેળવતાં ભેળવતાં બોલ્યો, "વારુ ખાય, ખાય. કેળાંની મારે જરૂર નથી. ચકતી-ગોળનો સંદેશ લઈ આવ. જોજે થોડો લાવતી."

કાકી-મા ફરીવાર ભંડારમાં જઈ થોડી વાર ખોટાં ખોટાં હાંડીહાંલ્લાં હલાવી બીતાં બીતાં બોલી ઊઠ્યાં, "અરે, એ પણ ઉંદરડા ખાઈ ગયા છે ભાઈ, એક ટુકડો પણ નથી, કોણ જાણે ક્યારે ભૂલથી તપેલીનું મોં ખુલ્લું રહી ગયું હતું."

તેનું વાક્ય પૂરું ન થયું તેટલામાં જ ગયારામ આંખો ફેરવી બૂમ પાડી ઊઠ્યો, "ચકતી-ગોળ કદી ઉંદરડા ખાય, રાક્ષસી, મારી સાથે ચાલાકી? તારી પાસે કશું જ્યારે નહોતું ત્યારે શા માટે મને બોલાવ્યો?"

કાકી-મા બહાર આવી બોલ્યાં, " સાચું કહું છું, ગયા. "

ગયારામ ઠૂઠકો મારી બોલ્યો, " હજુ કહે છે 'સાચું'? જા, મારે તારું કશું ખાવાનું જોઈતું નથી. " બોલી તેણે પગ વડે હડસેલો મારી બધી વસ્તુઓ આંગણામાં ઉડાવી મૂકી કહ્યું, " ઠીક, હું દેખાડું છું મજા. " એટલું બોલી તે પેલો ફાચરો હાથમાં ઉઠાવી ભંડાર તરફ દોડ્યો.

ગંગામણિ હાં, હાં કરતી દોડી ગઈ, પરન્તુ આંખના પલકારામાં ગયારામે હાંડી-હાંલ્લાં ભાગી, સરસામાન નીચે ગબડાવી, બધું એકાકાર કરી મૂક્યું. રોકવા જતાં તેને પણ હાથ ઉપર સામાન્ય એકાદ જખમ થયો.

બરાબર એ જ વખતે શિવુ જમીનદારને બંગલેથી પાછો ફર્યો. બધી ધમાલ સાંભળીને બૂમ પાડી કારણ પૂછતાં વેંત જ ગંગામણિ સ્વામીનો અવાજ સાંભળી રડી પડી. તથા ગયારામે હાથમાંનો ફાચરો નીચે નાખી ઊંચે શ્વાસે દોટ મૂકી.

શિવુએ ગુસ્સા ભરેલે અવાજે પ્રશ્ન કર્યો, " ધમાલ શી છે ? "

ગંગામણિએ રડી પડી ને કહ્યું, " ગયારામ મારું બધું ભાંગી નાખી, મારા હાથ ઉપર એક ઘા મારી, નાસી ગયો. આ જુઓ સૂજી ગયો છે. " બોલી તેણે સ્વામીને હાથ બતાવ્યો.

શિવુની પાછળ તેનો સાળો હતો. હોશિયાર તેમજ લખતાં વાંચતાં જાણે છે એમ માની જમીનદારને બંગલે જતી વેળાએ શિવુ તેને પેલા મહોલ્લામાંથી બોલાવી ગયો હતો. તે બોલ્યો,

"સામંત મહાશય, એ બધી કારવાઈ નાના સામંતની છે. છોકરા મારફતે તેમણે જ આ કામ કરાવ્યું છે, તમે શું કહો છો, દિદિ, ખરું કેની?"

ગંગામણિનું એ વેળાએ હૃદય બળતું હતું, તે તરત જ ડોકું હલાવી બોલી, "ખરી વાત છે ભાઈ, એ મોંબળ્યાએ જ છોકરાને શિખવાડીને મને માર ખવાર્યો છે. એનું જે કંઈ ઘટિત કરવું હોય તે તમે કરો, નહિ તો હું ગળે ફાંસો ખાઈ મરી જઈશ."

અત્યાર સુધી શિવુનું નાહવાખાવાનું ઠેકાણું નહોતું, જમીનદાર પાસે પણ જોઈતો ન્યાય મળ્યો નહિ, તેમાં વળી ઘરમાં પગ મૂક્યો ન મૂક્યો ને આ તોફાન. તેને હિતાહિતનું ભાન રહ્યું નહિ. તે એક પ્રચંડ પ્રતિજ્ઞા કરીને બોલી ઊઠ્યો, "આ હું ચાલ્યો થાણામાં દારોગાની પાસે. એમને ઘટતું ન કરું તો હું બિદુ સામંતનો દીકરો નહિ."

તેનો સાળો ભણેલોગણેલો માણસ હતો, ઉપરાંત તેને ગયા ઉપર પહેલેથી જ દાઝ હતી. તે બોલ્યો, "કાયદા પ્રમાણે એને અનધિકારપ્રવેશ કહેવાય. લાઠી લઈને ઘર ઉપર ચડી આવવું, જણસપાત્ર ભાંગી નાંખવાં, સ્ત્રીમાણસ ઉપર હાથ ઉપાડવો,—એની સજા છ મહિના જેલ. સામંત મહાશય, જરા કમર કસીને ઊભા થાઓ જોઉં, જુઓ હું એ બાપ-બેટાને એકસાથે જેલમાં પુરાવું છું કે નહિ."

શિવુ ફરી કાંઈ બોલ્યો નહિ, સખાનો હાથ પકડી થાણાના દારોગાને મળવા ચાલી નીકળ્યો.

ગંગામણિને સૌથી વધારે ગુસ્સો આવ્યો હતો દિયેર અને નાની વહુ ઉપર. તે આ સંબંધે જરા બખેડો કરવાના હેતુથી કમાડને સાંકળ ચડાવી પેલો ફાચરો હાથમાં લઈ સીધી શંભુને આંગણે આવી ઊભી રહી. મોટે અવાજે બોલી, "કેમ રે દિયેરજી, છોકરા પાસે મને માર મરાવવો છે? હવે બાપ-બેટો એકસાથે જેલમાં જજો."

શંભુ હમણાં જ તેના નવી વહુના છોકરાને લઈ ફળાર પૂરું કરી ઊભો હતો; મોટી ભાભીનો દેખાવ તથા તેના હાથ-માંનો ફાચરો દેખી દિગ્મૂઢ થઈ ગયો. બોલ્યો, "થયું છે શું? હું તો કશું જ જાણતો નથી!"

ગંગામણિએ મોં બગાડી જવાબ આપ્યો, "હવે અજાણ્યા ન થશો. દારોગો આવે છે, તેમની પાસે જઈને કહેજો, કે કશુંય જાણો છો કે નહિ?"

નાની વહુ ઘરમાંથી બહાર આવી એક થાંભલાને અઢેલીને ચૂપકીથી ઊભી રહી. શંભુ મનમાં મનમાં ભય પામી પાસે આવી ગંગામણિનો એક હાથ પકડીને બોલ્યો, "મારા સમ, મોટાં વહુ, અમે કશું જ જાણતાં નથી."

તેની વાત સાચી હતી, એ મોટી વહુ પોતે જ જાણતી હતી. પરન્તુ તે વખતે ઉદારતા બતાવવાનો સમય ન હતો. તેણે શંભુના માથા ઉપર જ બધો દોષ નાખી મીઠું મરચું

ભભરાવી ગયારામની કીર્તિ કહી બતાવી. એ છોકરાને જેઓ ઓળખતા હોય તેમને માટે એ વાત ન માનવી એ મુશ્કેલ હતું.

થોડાબોલી નાની વહુએ આટલી વારે મોં ઉઘાડ્યું અને સ્વામીને કહ્યું, " કેમ, હું કહેતી હતી તે જ થયું કે નહિ? કેટલી વખત કહ્યું, એ તોફાની લડધાને હવે ઘરમાં પેસવા દેશો નહિ, તમારા નાના છોકરાનું કદી ને કદી મારી ખૂન કરી નાખશે. પણ તે માને જ કોણ, હવે વાત ખરી પડી ને?"

શંભુ વિનંતિ કરતો ગંગામણિને કહેવા લાગ્યો, " મારા સમ, મોટાં વહુ. મોટાભાઈ સાચે જ થાણામાં ગયા છે?"

તેના કરુણ અવાજથી જરાક નરમ પડી મોટી વહુએ ભારપૂર્વક કહ્યું. " તમારા સમ દિયેરજી, ગયા છે, સાથે અમારો પાંચુ પણ ગયો છે."

શંભુ અતિશય ગભરાઈ ગયો. નાની વહુ સ્વામીને ઉદ્દેશીને બોલવા લાગી, " રોજ કહું છું દિદિ, ક્યાંક નદી ઉપર સરકારી પુલ થાય છે, કેટલાય લોક મજૂરીએ જાય છે, ત્યાં લઈ જઈ એને કામે લગાડી દો. તેઓ ચાબૂક મારશે ને કામ કરાવશે—નાસવા તો પામશે જ નહિ—બે દિવસમાં સીધો થઈ જશે. પણ તે નહિ, નિશાળે મૂક્યો છે ભણવા. એમનો છોકરો જાણે વકીલ મુખત્યાર થવાનો ને!"

શંભુ દુઃખી થઈ બોલ્યો, " અરે ત્યાં નથી મૂક્યો તે કાંઈ

વગર કારણે? ત્યાંથી શું બધા જીવતા ઘેર પાછા ફરે છે? અરધાક માણસ માટીમાં દબાઈ ક્યાંય તળિયે જાય છે તેની ખબર પણ મળતી નથી."

નાની વહુ બોલી, "ત્યારે બાપ બેટો મળીને જેલ ભોગવવા જાઓ."

મોટી વહુ ચૂપ રહી. શંભુ તેનો હાથ પકડી બોલ્યો, "હું કાલે જ એ છોકરાને લઈ જઈને પાંચરાને પુલે કામે લગાડી દઈશ, મોટાં વહુ, ભાઈને ઠંડા પાડો. ફરી એવું નહિ થાય."

તેની સ્ત્રી બોલી, "ઝઘડારગડા તો માત્ર એ અભાગિયાને કારણે જ છે. તમને પણ કેટલી વાર કહ્યું છે. દિદિ, કે તેને ઘરમાં ન પેસવા દો, બહુ બહેકાવો નહિ. એ તો મેં કહ્યું નથી, નહિ તો ગયે મહિને તમારી સોનેરી કેળની લૂમ રાત્રે કોણ કાપી ગયું હતું? એ જ ચોર, બીજું કોણ? લાકડાના દેવને ખાસડાંની પૂજા કર્યા વિના કંઈ ચાલે? પુલને કામે મોકલી દો, ગામનેય જંપ વળે."

શંભુએ માના સોગંદ ખાઈને કહ્યું, "કાલે ગમે તેમ કરીને છોકરાને ગામ બહાર કાઢું ત્યારે પાણીનું ટીપું મોંમાં મૂકું."

ગંગામણિએ એ વાતનો પણ કશો જવાબ આપ્યો નહિ, હાથમાંનો કૂચરો નાંખી દઈ ચૂપકીથી ઘેર પાછી ફરી.

સ્વામી, ભાઈ, હજુ પણ ખાધા વિનાના છે. પાછલે

પહોરે તે ખિન્ન મુખે રસોડાના બારણામાં બેસી તેમના જ ખાવાની તૈયારી કરતી હતી, તેટલામાં ગયારામે ડોકિયું કરતાં કરતાં હળવે પગલે પ્રવેશ કર્યો. ઘરમાં બીજું કોઈ નથી એમ જોઈ તેણે હિંમત ધારણ કરી, બિલકુલ પાછળ આવી અવાજ દીધો, " કાકી-મા ! "

કાકી-મા ચમકી ઊઠ્યાં, પરંતુ કશું બોલ્યાં નહિ. ગયારામે થોડે દૂર થાકેલાની પેઠે ધબ દઈને બેસી પડીને કહ્યું, " વારુ, જે હોય તે જ આપ. મને ખૂબ ભૂખ લાગી છે. "

ખાવાની વાતથી ગંગામણિનો શાંત પડેલો ક્રોધ ક્ષણમાં ફરીવાર ભભૂકી ઊઠ્યો. તે તેના મોં તરફ જોયા વિના જ ક્રોધપૂર્વક બોલી ઊઠી, " નફ્ફટ ? બળ્યા મોંના ? હવે મારી પાસે આવે છે ભૂખનું નામ લઈને ? દૂર થા અહીંથી. "

ગયારામ બોલ્યો, " તારે કહ્યે દૂર થવાનો ? "

કાકી-મા ધમકી આપી બોલ્યાં, " હરામજાદા, નપાટ ? હું હવે તને ખાવાનું આપું ? "

ગયારામે કહ્યું, "તું ન આપશે તો કોણ આપશે ? શા માટે તું ઉંદરડાનો વાંક કાઢી ખોટું બોલી ? સાચે સાચું કેમ ન બોલી કે ભાઈ, આટલું જ ખાઈ લે, આજ બીજું કશું નથી ? તેમ કર્યું હોત તો મને ગુસ્સો ચડત નહિ. જલદી ખાવાનું મૂકી દે, રાક્ષસી, મારા પેટમાં તો આગ લાગી છે !"

કાકી-મા થોડીવાર ચૂપ રહી મનમાં મનમાં થોડાં નરમ

થઈ બોલ્યાં, "આગ લાગી હોય તો તારી સાવકી મા પાસે જા."

સાવકી માનું નામ સાંભળતાં ગયારામ આંખના પલકારામાં ઝાળ થઈ ગયો. તે બોલ્યો, "એ અભાગણીનું શું હવે હું મોં જોવાનો છું? હું માત્ર ઘરમાં મારી માછલી પકડવાની સોટી લેવા ગયો હતો, તેટલામાં બોલી ઊઠી, 'આઘો જા, આઘો! હવે જેલનો ભાત ખાજે જા!' મેં કહ્યું, 'તારો ભાત ખાવા હું આવ્યો નથી, હું કાકી–મા પાસે જાઉં છું.' બળ્યા મોંની ઓછી શેતાન છે? એણે જઈને ભંભેરણી કરી એટલે તો બાપુએ તારા હાથમાંથી વાંસનાં પાંદડાં ખૂંચવી લીધાં!" એટલું કહી તે જોરથી જમીન ઉપરથી એક પગ ઊંચો કરી બોલ્યો, "તું જ રાક્ષસી જાતે પાંદડાં લેવા જઈને અપમાન પામી. કેમ મને કહ્યું નહિ? એ વાંસનું ઝાડ આખું હું જો દેવતા મૂકી ના બાળી નાખું તો મારું નામ ગયારામ નહિ, તે જોજે! અભાગણી મને શું કહે છે તે જાણે છે, કાકી–મા? કહે છે કે તારી કાકી–માએ થાણામાં ખબર મોકલી છે, દારોગો આવી તને બાંધી જઈ જેલમાં પૂરશે. સાંભળી વાત અભાગણીની?"

ગંગામણિ બોલી, "તારા કાકા પાંચુને સાથે લઈને થાણામાં ગયા જ છે તો, તું મારા ઉપર હાથ ઉપાડનારો— એટલું બધું તારું ગુમાન?"

પાંચુમામાને ગયારામ દેખ્યા ખમી શકતો નહનો. તે પાછો એમાં ભળ્યો છે એ સાંભળી સળગી ઊઠી તે બોલ્યો,

"શા માટે ગુસ્સામાં હતો ત્યારે તું મને રોકવા આવી ?"

ગંગામણિ બોલી, "એટલે તારે મને મારવી, કેમ ? હવે જા જેલમાં પુરાઈ રહેજે, જા."

ગયારામ ડિંગો બતાવી બોલ્યો, "ઈઃ તું મને જેલમાં મોકલવાની ! મોકલાવજે, મોકલાવીને એકવાર મજા જોજે ! તું જ રડી રડીને મરી જઈશ—મને શું થવાનું છે ?"

ગંગામણિ બોલી, "મારી રડે છે બલારાત. જા, મોઢા આગળથી ચાલ્યો જા, કહું છું, દુશ્મન, બલા ક્યાંની."

ગયારામ બૂમ પાડી બોલ્યો, "તું પહેલાં ખાવા આપ ને ત્યારે જાઉં ને. સવારના ક્યારે એ ફાકા મમરા પણ ફાક્યા છે કહે તો ? મને ભૂખ નહિ લાગતી હોય ?"

ગંગામણિ કાંઈક બોલવા જતી હતી એટલામાં શિવુ પાંચુને લઈને થાણામાંથી પાછો ફર્યો તથા ગયારામ ઉપર નજર પડતાં વેંત જ દારૂની પેઠે સળગી ઊઠી રાડ નાખી બોલ્યો, "હરામજાદા, પાજી, પાછો મારા ઘરમાં પેઠો કે ? ભાગ, ભાગ કહું છું. પાંચુ, પકડ તો સુવ્વરને."

વીજળી વેગે ગયારામે બારણામાંથી દોટ મૂકી ! મોટેથી બોલતો ગયો—"પેંચા સાલાનો એક ટાંટિયો ના ભાગી નાખું તો મારું નામ ગયારામ નહિ !"

આંખના પલકારામાં આ વાત બની ગઈ. ગંગામણિને એક શબ્દ બોલવાનો પણ અવસર મળ્યો નહિ.

ગુસ્સે થયેલા શિવુએ સ્ત્રીને કહ્યું "તેં બહેકાવ્યો છે

એટલે તો એ આવો થઈ ગયો છે. ફરી જો કદી એ હરામ-જાદાને ઘરમાં પેસવા દીધો તો તને ભારેમાં ભારે સોગંદ છે.'

પાંચુ બોલ્યો, "દિદિ, તમારે શું? મારું જ સત્યાનાશ વળી જાય. કોક વખત રાત-અસૂર ભીંતે છુપાઈને મારી લાકડી વડે મારો ટાંટિયો જ એ ભાંગશે એમ લાગે છે!"

શિવુએ કહ્યું, "કાલ સવારે જ જો પોલીસ પાસે તેને હાથે બેડી ન પહેરાવું તો મારું...ઇત્યાદિ ઇત્યાદિ."

ગંગામણિ પૂતળાની જેમ બેસી રહી, એક શબ્દ પણ તેના મોંમાંથી બહાર નીકળ્યો નહિ. બીધેલો પાંચકોડી તે રાતે ઘેર ગયો નહિ, અહીં જ સૂઈ રહ્યો.

બીજે દિવસે દસેક વાગ્યાને સુમારે બે કોસ દૂરને રસ્તેથી દારોગાબાબુ આવશ્યક દક્ષિણાદિ ગ્રહણ કરી પાલખીએ ચડી કૉન્સ્ટેબલ તથા ચોકીદારાદિ સહિત મુકદ્દમાને સ્થળે જાતે તપાસ કરવા હાજર થયા. અનધિકાર-પ્રવેશ, જણસપાત્રને નુકસાન, ફાચરા વડે બાઈમાણસના શરીર પર પ્રહાર ઇત્યાદિ કાયદાની મોટી મોટી કલમોનો આરોપ હતો એટલે આખા ગામમાં એક પ્રકારની હા-હો થઈ ગઈ!

મુખ્ય આરોપી ગયારામ હતો. તેને કુશળતાથી પકડી આણી હાજર કરતાં જ તે કૉન્સ્ટેબલ, ચોકીદાર વગેરેને જોઈ ભયથી રડી પડી બોલ્યો, "હું કોઈને દેખ્યો ગમતો નથી એટલે મને જેલમાં મોકલવા માગે છે." દારોગાબાબુ વૃદ્ધ

માણસ હતા. તેમણે આરોપીની ઉંમર તથા તેનું રડવું જોઈ દયાર્દ્ર ચિત્તે પૂછ્યું, "તને કોઈ જ ચાહતું નથી, ગયારામ ?"

ગયારામ બોલ્યો, " મને ફક્ત મારી કાકી–મા ચાહે છે, બીજું કોઈ નહિ."

દારોગાએ પ્રશ્ન કર્યો, " ત્યારે કાકી-માને માર્યાં કેમ ?"

ગયારામ બોલ્યો, " ના, મારી નથી." બારણાની આડમાં ગંગામણિ ઊભી હતી, તે તરફ જોઈને બોલ્યો, " તને મેં ક્યારે મારી છે કાકી–મા ?"

પાંચુ પાસે બેઠો હતો, તે જરા વ્યંગથી નજર કરી બોલ્યો, " દિદિ, હજૂર પૂછે છે, સાચી વાત કહેજો. તે વખતે બપોર વેળાએ ઘર ઉપર ચડી આવી લાકડાનું ફાચરું તમને માર્યું હતું કે નહિ ? ધર્માવતાર પાસે જોજો જૂઠી વાત બોલતાં."

ગંગામણિએ અસ્ફુટ સ્વરે જે કહ્યું, તે જ પાંચુ સ્પષ્ટ રીતે બોલ્યો, " હા, હજૂર, મારાં બહેન કહે છે એણે મારી હતી."

ગયારામ અગ્નિમૂર્તિ થઈ જઈ બૂમ પાડી ઊઠ્યો, "પેંચા જો તારો હું પગ ન ભાંગી નાખું તો—" ગુસ્સાથી તેનું વાક્ય પૂરું થઈ શક્યું નહિ. તે રડી પડ્યો.

પાંચુ ઉશ્કેરાઈ જઈ બોલી ઊઠ્યો, " જોયું, હજૂર ? જોયું ? હજૂરની સામે જ બોલે છે, પગ ભાંગી નાખીશ–

આપની ગેરહાજરીમાં તો ખૂન કરી નાંખે. તેને બાંધવાનો હુકમ થવો જોઈએ."

દારોગાબાબુ ફક્ત જરા હસ્યા. ગયારામ આંખ લૂછતો બોલ્યો, "મારે મા નથી તેથી જ તો! નહિ તો—" આ વખતે પણ તેનું વાક્ય પૂરું થઈ શક્યું નહિ. જે મા તેને યાદ જ ન હતી, યાદ કરવાનું કદી પ્રયોજન પણ પડ્યું ન હતું, તેને જ આજે અકસ્માત્ વિપત્તિને સમયે યાદ કરી, તે દડદડ આંસુ પાડતો રડવા લાગ્યો.

બીજા આરોપી શંભુ વિરુદ્ધ એકે વાત સિદ્ધ થઈ શકી નહિ. દારોગાબાબુ કચેરીમાં ફરિયાદ કરવાનો હુકમ આપી રિપોર્ટ લખી લઈ ચાલ્યા ગયા. પાંચુએ મુકદ્દમો ચલાવવાની અને તેને માટે યથાયોગ્ય તદબીર કરવાની જવાબદારી પોતાને માથે લીધી તથા તેની બહેન પ્રત્યે આવો ભયંકર અત્યાચાર કરવા માટે ગયારામને સખત સજા થશે એવી વાત ચોગરદમ કહેતો ફરવા લાગ્યો.

પરંતુ ગયારામ ક્યાંય અલોપ થઈ ગયો. આડોશીપાડોશીઓ શિવુના આ કામની અત્યંત નિંદા કરવા લાગ્યા. શિવુ તેમની સાથે લડવા લાગ્યો. પરંતુ શિવુની સ્ત્રી બિલકુલ ચૂપચાપ રહી! એક દિવસ ગયારામની દૂરની એક માસી ખબર સાંભળી શિવુને ઘેર જઈ તેની સ્ત્રીને જેમ મરજીમાં આવ્યું તેમ બોલી ગાળાગાળી કરી ગઈ. પરંતુ ગંગામણિ તદ્દન ચૂપ બેસી રહી. શિવુએ પાસેના ઘરના લોકોને મોંએ એ

વાત સાંભળી ગુસ્સે થઈ સ્ત્રીને કહ્યું, "તું ચૂપ બેસી રહી? એક શબ્દ પણ બોલી નહિ?"

શિવુની સ્ત્રીએ કહ્યું, "ના."

શિવુએ કહ્યું, "હું ઘેર હોત તો રાંડને સારી પેઠે સાવરણી સાવરણીએ મારીને કાઢત."

તેની સ્ત્રી બોલી, "એમ હોય તો આજથી ઘરમાં જ બેસી રહો, હવે ક્યાંય ફરતા ફરશો નહિ." એટલું કહી તે પોતાને કામે ચાલી ગઈ.

એક દિવસ બપોરે શિવુ ઘરમાં ન હતો. શંભુ આવી વાંસના ઝાડમાંથી કેટલાક વાંસ કાપી લઈ ગયો. અવાજ સાંભળી શિવુની સ્ત્રીએ બહાર આવી પોતાની આંખે બધું જોયું, પરંતુ રોકવાની વાત તો દૂર રહી, આજ તે સરસી પણ આવી નહિ, ચૂપકીથી ઘરમાં પાછી ચાલી ગઈ. બેએક દિવસ બાદ ખબર સાંભળી શિવુ ફૂંફાડા મારવા લાગ્યો, સ્ત્રીને આવી કહ્યું, "તારા કાન શું બળી ગયા છે? ઘરની પાસે થઈને તે વાંસ કાપી ગયો અને તને ખબર પડી નહિ?"

તેની સ્ત્રીએ કહ્યું, "ખબર કેમ ન પડે? મેં નજરે તો બધું દેખ્યું છે!"

શિવુ ગુસ્સે થઈ બોલ્યો, "ત્યારે મને તેં જણાવ્યું કેમ નહિ?"

ગંગામણિ બોલી, "જણાવવાનું શું હતું? વાંસનું ઝાડ શું તમારા એકલાનું છે? દિયેરજીનો તેમાં ભાગ નથી?"

શિવુ વિસ્મયથી દિગ્મૂઢ થઈ જઈ માત્ર બોલ્યો, "તારું શું મગજ ખસી ગયું છે ?"

તે દિવસે સાંજ પડ્યા બાદ પાંચુ કચેરીમાંથી પાછો આવી શાંતિથી ધપ કરતો બેસી પડ્યો. શિવુ બળદ માટે પૂળા કાપતો હતો, અંધારામાં તેના મોં અને આંખ ઉપરનું ગુપ્ત હાસ્ય તે જોઈ શક્યો નહિ, ભયથી પૂછવા લાગ્યો, "શું થયું ?"

પાંચુ ગંભીરતા સાથે જરા હસી બોલ્યો, "પાંચુ હોય ત્યાં જે થાય તે જ! વારંટ કઢાવ્યું ત્યારે આવ્યો છું. હવે તે ક્યાં છે એટલું જાણીએ એટલે થયું."

શિવુને કોણ જાણે એક પ્રકારની જીદ ચડી ગઈ હતી. તે બોલ્યો, "ગમે તેટલું ખરચ થાય, છોકરાને પકડવો જ છે. તેને જેલમાં પુરાવું ત્યાર બાદ મારે બીજું કામ હાથ લેવું. પછી બંને મળી વિવિધ ઘાટ ઘડવા લાગ્યા. પરંતુ રાતના અગિયાર વાગી ગયા છતાં અંદરથી વાળુનું તેડું આવ્યું નહિ એ જોઈ શિવુએ આશ્ચર્ય પામી રસોડામાં જઈ જોયું તો અંદર અંધારું."

સૂવાના ઓરડામાં જઈને જોયું તો સ્ત્રી જમીન ઉપર સૂતી છે.

શિવુએ બરાડો પાડી પૂછ્યું, "હજુ રાંધ્યું નથી ?"

ગંગામણિએ કહ્યું, "ના. મારું શરીર સારું નથી, આજ મારાથી રંધાશે નહિ."

દારુણ ક્ષુધાથી શિવુની નાડીઓ સળગતી હતી, તેનાથી વધુ સહન ન થયું. સૂતેલી સ્ત્રીની પીઠ ઉપર એક લાત મારી બોલ્યો, " આજકાલ રોજ ' શરીર સારું નથી, ' રોજ ' રંધાશે નહિ '! ન રંધાતું હોય તો નીકળ બહાર મારા ઘરમાંથી. "

ગંગામણિ કાંઈ બોલી પણ નહિ, ઊઠીને બેઠી પણ ન થઈ. જેમ સૂતી હતી તેમ પડી રહી. તે રાતે સાળા બનેવી કોઈને ખાવાનું મળ્યું નહિ.

સવારમાં ખબર પડી કે ગંગામણિ ઘરમાં નથી. આમ તેમ થોડીવાર શોધાશોધ કર્યા બાદ પાંચુ બોલ્યો, " બહેન જરૂર મારે ઘેર ચાલ્યાં ગયાં છે. "

સ્ત્રીના આ પ્રકારે આકસ્મિક પરિવર્તનનો હેતુ શિવુ મનમાં મનમાં સમજતો હતો. તેથી તેનો ગુસ્સો પણ જેમજેમ ઉત્તરોત્તર વધતો જતો હતો, તેમતેમ મામલા મુકદ્દમા તરફનો તેનો આગ્રહ પણ કમી થતો જતો હતો. તે ફક્ત બોલ્યો, " ચૂલામાં જાય, મારે શોધવાની ગરજ નથી. "

પાછલે પહોરે ખબર મળી કે ગંગામણિ બાપને ઘેર આવી નથી. પાંચુ ધીરજ આપી બોલ્યો, " ત્યારે જરૂર ફોઈને ઘેર ગયાં છે. "

તેમનાં એક પૈસાદાર ફોઈ પાંચછ કોસ દૂર એકાદ ગામમાં રહેતાં હતાં. પૂજાપર્વનિમિત્તે તે કોઈ કોઈ વાર ગંગામણિને લઈ જતાં હતાં. શિવુ સ્ત્રીને અત્યંત ચાહતો

હતો. તે મોઢેથી તો બોલ્યો કે, "જ્યાં ખુશી પડે ત્યાં જાય! મરે ને!" પરંતુ અંદર અંદર વ્યથિત તથા ઉત્કંઠિત થઈ ઊઠયો. તો પણ ગુસ્સામાં ને ગુસ્સામાં પાંચ છ દિવસ ચાલ્યા ગયા. આ બાજુ કામકાજ અને ઢોરઢાંખરની માવજત વગેરેને કારણે તેનાથી આખો એક દિવસ પણ વધારે નભાય નહિ એવું થઈ ગયું.

સાત દિવસ બાદ તે જાતે તો ન ગયો, પરંતુ પોતાની મરદાનગી છોડી દઈ ફોઈને ઘેર બળદગાડી મોકલી દીધી.

બીજે દિવસે ખાલી ગાડીએ પાછા આવી ખબર આપી કે ત્યાં કોઈ નથી. શિવુ માથે હાથ દઈ બેસી પડયો.

આખો દિવસ નાહવાખાવાનું નામ નહિ, મડદાની પેઠે તે એક પાટ ઉપર પડયો હતો. પાંચુ અત્યંત ઉશ્કેરાયેલો ઘરમાં દાખલ થઈ બોલ્યો, "સામંત મહાશય, પત્તો લાગ્યો છે!"

શિવુ સફાળો ઊઠી બેઠો થઈ બોલ્યો, "કયાં છે? કોણે ખબર આપી? માંદીબાંદી તો નથીને? ગાડી લઈ ને ચાલોને અબઘડી બંને જઈએ."

પાંચુ બોલ્યો, "બહેનની વાત નથી કરતો—ગયારામનો પત્તો લાગ્યો છે?"

શિવુ ફરી લેટી પડયો, કંઈ બોલ્યો નહિ.

ત્યારે પાંચુ બહુ પ્રકારે સમજાવવા લાગ્યો કે આ તક કોઈ પણ રીતે જતી કરવી યોગ્ય નથી. બહેન તો એક દિવસ આવશે જ, પરંતુ પછી આ બેટો ફરી જલદી હાથ આવશે

નહિ. શિવુ ઉદાસ કંઠે બોલ્યો, "હમણાં રહેવા દે પાંચુ! પહેલાં તે પાછી આવે—ત્યારબાદ–"

પાંચુ વાંધો લઈ બોલ્યો, "ત્યાર બાદ વળી શું થવાનું સામંત મહાશય? ઊલટું બહેન પાછાં ફરે ના ફરે તેટલામાં જ કામ પૂરું કરવું જોઈએ. તે આવી ચડે તો કદાચ પછી ન જ બને."

શિવુ કબૂલ થયો. પરંતુ પોતાના ખાલી ઘર તરફ જોતાં બીજા ઉપર વેર લેવાનું જોર તેનામાં રહ્યું નહોતું. અત્યારે પાંચુના જોર ઉપર જ તેનું કામ ચાલતું હતું.

બીજે દિવસે રાત પૂરી થતા પહેલાં જ તેઓ કચેરીના સિપાઈ વગેરેને લઈને બહાર નીકળી પડચા. રસ્તામાં પાંચુએ જણાવ્યું, "મહા મહેનતે ખબર મળી છે, શંભુએ તેને પાંચલાના સરકારી પુલના કામમાં નામ છુપાવી ભરતી કરી લીધો છે ત્યાં જ તેને ગિરફતાર કરવો પડશે."

શંભુ અત્યાર સુધી ચૂપ રહ્યો હતો, હજુ પણ ચૂપ રહ્યો.

તેઓ જ્યારે ગામમાં દાખલ થયા ત્યારે બપોર થઈ ગયા હતા. ગામને એક છેડે એક મોટું મેદાન માણસો, લાકડાં–લોઢાં, એંજિન–સંચાથી ઠસોઠસ ભરેલું હતું. ચારેબાજુ નાનાં નાનાં ઝૂંપડાં બાંધી મજૂરો રહેતા હતા. ઘણી પડપૂછ કર્યા બાદ એક જણે કહ્યું, 'જે છોકરો સાહેબનું બંગાળી લખવા વાંચવાનું કામ કરે છે તે ને? તેનું ઘર આ રહ્યું.'

કહી એક નાનું ઝૂંપડું બતાવી દીધું. તેઓ ચુપચુપ ધીમે પગલે અનેક સાવચેતીથી તેની પાસે આવી ઊભા રહ્યા. અંદર ગયારામનો અવાજ સંભળાયો. હરખથી પાંચુનાં રૂંવાડાં ઊભાં થઈ ગયાં. તે સિપાઈ અને શિવુને લઈ બહાદુરીપૂર્વક એકદમ ઝૂંપડાના ઉઘાડા બારણાને રોકીને ઊભો રહ્યો, તેટલામાં તો તેનું સમસ્ત મુખ વિસ્મય, ક્ષોભ, અને નિરાશાથી કાળું પડી ગયું. તેની બહેન ભાત પીરસી એક વીંઝણો હાથમાં લઈ પવન નાખતી હતી અને ગયારામ ભોજન કરવા બેઠો હતો.

શિવુ નજરે પડતાં ગંગામણિ માથાનો પાલવ ઊંચો કરી ફક્ત બોલી, " તમે લોકો જરા શ્વાસ ખાઈ નદીમાં જઈને નાહી આવો, તેટલામાં હું ભાતની બીજી તપેલી ચડાવી દઉં."

---

# મહેશ

## ૧

ગામનું નામ કાશીપુર હતું. ગામ નાનું હતું, જમીનદાર તેથીયે નાનો હતો. તોપણ એના દોરથી પ્રજા ચૂં કે ચાં પણ કરી શકતી નહોતી,—એવો રુઆબ હતો.

નાના છોકરાની વરસગાંઠ હતી. પૂજા પતાવી તર્કરત્ન બપોરની વખતે ઘેર પાછા ફરતા હતા. વૈશાખ પૂરો થવા આવ્યો હતો, પરંતુ વાદળાની છાયા સરખી ક્યાંય ન મળે. અનાવૃષ્ટિના આકાશમાંથી જાણે અગ્નિ વરસી રહ્યો છે.

સામેના ક્ષિતિજ સુધી વિસ્તરેલાં ખેતરો બળી-ધખીને ચિરાઈ ગયાં છે. અને લાખો ચિરાડામાંથી ધરતીની છાતીનું લોહી નિરંતર ધુમાડો થઈ ઊડી જાય છે. અગ્નિની જ્વાળા જેવી તેની ગૂંછળાં વળતી ઊર્ધ્વગતિ તરફ જોઈ રહીએ તો માથાને તમ્મર ચડે—જાણે ઘેન ચડયું.

તેને જ સીમાડે રસ્તા ઉપર ગફુર વણકરનું ઘર હતું. તેની માટીની દીવાલ પડી જવાથી આંગણું અને રસ્તો એકાકાર થઈ ગયાં હતાં તથા અંતઃપુરનાં શરમ-મર્યાદા રસ્તે જનારની દયાને શરણે જઈ ને નિશ્ચિત થયાં હતાં.

રસ્તાની કોરે એક ઝાડની છાયામાં ઊભા રહી તર્કરત્ને ઊંચે સાદે બૂમ પાડી, "ઓરે એ ગફરા, કહું છું ઘરમાં છે કે?"

તેની દશેક વર્ષની છોકરીએ બારણામાં ઊભા રહી જવાબ દીધો, "બાબાનુ શું કામ છે? બાબાને તાવ ચડ્યો છે."

"તાવ? બોલાવ બહાર હરામજાદાને! પાખંડી! મ્લેચ્છ!"

હોંકારા-બકારાથી ગફુરમિયાં ઘરમાંથી બહાર આવી તાવથી કાંપતો કાંપતો પાસે આવી ઊભો. ભાંગેલી દીવાલની બાજુને અડીને એક જૂનું બાવળિયાનું ઝાડ ઊભું હતું, તેની ડાળે એક સાંઢ બાંધેલો હતો. તર્કરત્ન તેને બતાવી બોલ્યા, "આ શું કરે છે, બોલ જોઉં? આ હિંદુનું ગામ છે, જમીનદાર બ્રાહ્મણ છે, તેનો ખ્યાલ છે?"

તેમનું મોં ગુસ્સાથી તથા તડકાની ઝાળથી લાલચોળ થઈ ગયું હતું. એટલે બેશક તેમાંથી ધીકતાં કઠોર વાક્ય જ બહાર આવે, પરંતુ કારણ ન સમજાવાથી ગફુર માત્ર સામું જોઈ રહ્યો.

તર્કરત્ન બોલ્યા, "સવારે જતી વખતે હું જોઈ ને ગયો કે બાંધેલો છે, બપોરે પાછો ફરતાં જોઉં છું તો તેમનો તેમ બાંધેલો છે. ગોહત્યા થશે તો બાબુજી તને જીવતો કબરમાં દાટી દેશે. એ કંઈ ગમે તેવા બ્રાહ્મણ નો'ય!"

"શું કરું, બાબાઠાકુર? બહુ લાચારીમાં આવી પડ્યો છું. કેટલા દિવસથી શરીરમાં તાવ છે, દોરડું પકડી બે ખાંપા ખવરાવી આણવા જતાં પણ તમ્મર આવી પડી જવાય છે."

"ત્યારે છોડી મૂકને, એની મેળે ચરી કરીને આવશે."

"ક્યાં છોડું બાબાઠાકુર? લોકોનું અનાજ બધું ઊપણાઈ ગયું નથી, ખળીમાં પડ્યું છે; પૂળાના હજુ ઓઘા ખડકાઈ રહ્યા નથી. ખેતરના ખાંપા બાંપા બધું બળી ગયું—ક્યાંય એક મૂઠી ઘાસ નથી, કોઈના અનાજમાં મોં ઘાલે, કોઈનો ઓઘો વીંખી ખાય,—કેમ કરીને છોડું, બાબાઠાકુર?"

તર્કરત્ન જરા નરમ થઈ બોલ્યા, "ના છોડે તો છાંયડામાં ક્યાંક બાંધી દઈ બેએક પૂળા ખડ નાખને. એટલી વાર ચાવે તો ખરો. છોકરીએ ભાત બાત રાંધ્યો નથી? ઓસામણ ઓસામણ મૂકને. એકાદ તગારું છો પીતો."

ગફુરે જવાબ આપ્યો નહિ. લાચારની પેઠે તર્કરત્નના મોં સામે જોઈ રહ્યો. તેના મોંમાંથી માત્ર એક ઊંડો નિસાસો બહાર નીકળ્યો.

તર્કરત્ન બોલ્યા, "તેય નથી, કે શું? ખડનું શું કર્યું? આ વખતે જે ભાગમાં આવ્યું હતું તે બધું વેચીને પેટાય નમઃ? બળદ માટે પણ એકાદ પૂળો રાખવો ન જોઈએ? બેટો કસાઈ!"

આ નિષ્ઠુર આરોપથી ગફુરની વાચા જાણે રૂંધાઈ ગઈ. ક્ષણેક વાર પછી તે ધીરે ધીરે બોલ્યો, "હજારેક પૂળા ઘાસ આ વખતે ભાગમાં આવ્યું હતું. પરંતુ ગઈ સાલની બાકી કહીને

બાબુ મહાશયે બધું અટકાવી રાખ્યું. રડી કકળીને પગે પડીને કહ્યું, "બાબુ મહાશય, તમે હાકેમ છો ! તમારું રાજ છોડી બીજે ક્યાં નાસી જવાના છીએ ? મને નહિ તો પાંચસો સાતસો પૂળા કડબ ઉધાર આપો. છાપરા ઉપર ઘાસ નથી. બાપ બેટીને રહેવાનું એક કોટડું રહ્યું છે, તે તો કદાચ તાડનાં પાંદડાં ઢાંકી ઢૂંકીને આ ચોમાસું કાઢી નાંખીશું, પરંતુ ખાવાનું નહિ મળે તો મારો મહેશ મરી જશે."

તર્કરત્ન હસીને બોલ્યા. "ચેહ! વળી આરત કરીને નામે ખાસું મહેશ રાખ્યું છે ! હું તો હસી હસીને ગાંડો થવા આવ્યો."

પરંતુ આ મશ્કરી ગફુરના સાંભળ્યામાં આવી નહિ. તે કહેવા લાગ્યો, "પરંતુ હાકેમને દયા ન આવી. બે એક માસની ખોરાકી જેટલું થોડુંક ધાન મને આપ્યું. પરંતુ તમામ ઘાસ સરકારમાં ઢગલો થઈ ગયું. અને મને એક તણખલું પણ ન મળ્યું "—બોલતાં બોલતાં તેનો અવાજ આંસુ ભરાઈ આવવાથી ભારે થઈ ગયો. પરંતુ તર્કરત્નને તેથી દયા આવી નહિ; બોલ્યા, "તુંય ઠીક માણસ છે ને, ખાધું છે તે આપવું નથી; જમીનદાર શું તને ઘરમાંથી કાઢીને ખવરાવે, કેમ ? તમે લોકો તો રામ-રાજ્યમાં રહો છો, પણ હલકી જાતના છો એટલે એમની નિંદા કરતા ફરો છો !"

ગફુર શરમાઈ જઈ બોલ્યો, "નિંદા શા માટે કરું, બાબા-ઠાકુર, અમે એમની નિંદા કરતા નથી. પણ ક્યાંથી લાવીને

આપું, કહો જોઈએ ? ચારેક વીઘાં જમીન ભાગે રાખી, પણ ઉપરાઉપરી બે સાલ દુકાળ પડ્યો, ખેતરનું ધાન ખેતરમાં જ સુકાઈ ગયું,—બાપ દીકરીને બે વેળ પેટ ભરીને ખાવાનું મળતું નથી, કોટડા સામું નજર કરીને જુઓ. વરસાદ–પાણીમાં છોકરીને લઈને ખૂણામાં બેસી રાત કાઢું છું, પગ લાંબા કરી સૂવા જેટલીયે જગા મળતી નથી. મહેશને એક વાર તાકીને જુઓ, પાંસળાં ગણી શકાય છે,–આપોને, ઠાકુર મા'શય બેએક હજાર પૂળા * ઉધાર; બળદિયાને બે દિવસ પેટભરી ખવરાવું "–બોલતો બોલતો જ તે ધપ કરતો બ્રાહ્મણના પગની નજીક લેટી પડ્યો. તર્કરત્ન તીરની પેઠે બે ડગલાં પાછા હઠી બોલ્યા, " અરે મર, અડકી પડ્યો કે ? "

" ના, બાબાઠાકુર. અડકું શા માટે ? નહિ અડકું. પરંતુ આ વખતે મને બે એક હજાર પૂળા ઘાસ આપો. તમારા ચાર ચાર ઓઘા તે દિવસે જોઈને આવ્યો છું. એટલું આપશો તે જણાશે પણ નહિ. અમે ખાધા વિના મરી જઈએ તો કંઈ વાંધો નહિ, પરંતુ એ મારો વાચા વિનાનો જીવ. બોલતાં આવડે નહિ, ફક્ત સામું જોયા કરે, અને આંખમાંથી પાણી પાડે."

તર્કરત્ન બોલ્યા, " ઉછીનું લે છે તે પાછું કેમ કરીને વાળવાનો છે, કહે જોઉં ! "

---

× મૂળ, 'બે એક કાહન'–(કાર્ષાપણ)

૧ કાર્ષાપણ=૧૬ પણ; ૧ પણ=૨૦ ગંડા; ૧ ગંડા=૪

ગફુર આશામાં આવી જઈ વ્યગ્ર સ્વરે બોલી ઊઠ્યો, "ગમે તેમ કરીને પાછું વાળીશ, બાબાઠાકુર, તમને ધોખો નહિ દઉં."

તર્કરત્ન મોંમાં એક પ્રકારનો અવાજ કરી ગફુરના વ્યાકુલ અવાજના ચાળા પાડી બોલ્યા, "ધોખો નહિ દઉં! ગમે તેમ કરીને પાછું વાળીશ! ઢોંગી કાંગલો! જા, જા. ખસ, ખસ, રસ્તો મૂક. ઘેર જાઉં, દહાડો ચડ્યો." એટલું કહી તે જરા મોં મલકાવી આગળ ડગલું માંડવા જતાં જ એકદમ ભડકી પાછા હઠી ક્રોધપૂર્વક બોલી ઊઠ્યા. "અરે મર, પાછો વળી શીંગડું વીંઝે છે, ગોતું મારશે કે શું?"

ગફુર ઊઠી ઊભો થઈ ગયો. બ્રાહ્મણ-ઠાકુરના હાથમાં ફળમૂળ અને ભીના ચોખાની પોટલી હતી, તે બતાવી બોલ્યો, "ગંધ આવીને એટલે મૂઠીએક ખાવા માગે છે."

"ખાવા માગે છે! વાહ, એમ? જેવો ખેડૂત તેવો બળદ. ઘાસ ખાવા મળતું નથી, ને ચોખા-કેળાં ખાવાં છે? લઈ જા, લઈ જા, રસ્તામાંથી આઘો બાંધ. શીંગડાંયે એવાં છે કે કોક દિવસ કોઈનું ખૂન કરશે." એટલું બોલી તર્કરત્ન જરા વેગળેથી પડખું વટાવી જોસભેર ચાલ્યા ગયા.

ગફુર એ બાજુએથી નજર ફેરવી ક્ષણવાર સ્તબ્ધ થઈ મહેશના મુખ સામે જોઈ રહ્યો. તેની ગાઢી ઊંડી કાળી બે આંખો વેદના અને ક્ષુધાથી ભરેલી હતી. તે બોલ્યો, "તને એક મૂઠી ન આપી? એ લોકો પાસે ઘણું છે, તો પણ આપતા

નથી. ભલે ન આપે,"—તેનું ગળું ભરાઈ આવ્યું ત્યાર બાદ આંખમાંથી ટપટપ કરતાં આંસુ પડવા લાગ્યાં. પાસે આવી શાંતિથી ધીરેધીરે તેના ગળા ઉપર, માથા ઉપર, પીઠ ઉપર હાથ ફેરવતો ફેરવતો ખૂબ ધીમે અવાજે બોલવા લાગ્યો, "મહેશ, તું મારો દીકરો છે, તું મારું આઠ વર્ષ સુધી ભરણ-પોષણ કરી ઘરડો થયો છે, તને હું પેટપૂર ખવડાવી શકતો નથી, પરંતુ તું તો જાણે છે ને કે તને હું કેટલો ચાહું છું."

મહેશ જવાબમાં ફક્ત ડોક લંબાવી, આરામથી આંખ મીંચી રહ્યો. ગફુર બળદિયાની પીઠ ઉપર આંસુ લૂછી નાખી તેવા જ અસ્ફુટ અવાજે કહેવા લાગ્યો, "જમીનદારે તારા મોંમાંથી ખાવાનું કાઢી લીધું, સ્મશાન પાસે ગામનો જે નાનો સરખો ચરો હતો, તે પણ પૈસાને લોભે જમાબંધી કરી દીધો. આ દુકાળને વર્ષે તને કેમ કરીને જીવતો રાખું, બોલ? છોડી મૂકું તો તું બીજાના ઓઘા વીંખી ખાય, લોકોની કેળોને મોં લગાડે, તને હું શું કરું? તારા શરીરમાં હવે જોર નથી, ગામમાં કોઈને તારી જરૂર નથી, લોકો તને ગુજરીમાં × વેચી નાખવાનું કહે છે." એ વાક્ય મનમાં મનમાં બોલતાં જ ફરીથી તેની બે આંખો છલકાઈ ને ટપટપ કરતું પાણી પડવા લાગ્યું. હાથ વડે લૂછી નાખી ગફુરે એક વાર આમતેમ નજર કરી લીધી, ત્યારબાદ ભાંગેલા ઘરની પછીતેથી કેટલુંક જૂનું મેલું થઈ ગયેલું ઘાસ આણી મહેશના મોં આગળ નાખી ધીમે

× મૂળ—"ગો-હાટ." ઢોર વેચવાનું બજાર, જ્યાં વેપારીઓ અને કસાઈઓ ઢોર ખરીદે છે.

ધીમે કહેવા લાગ્યો, "લે, જલદી જલદી એટલું ખાઈ લે, બાપુ, વાર લાગશે તો વળી–"

"બાબા ?"

"કેમ મા ?"

"ખાઈ લઈએ ચાલો—" એટલું બોલી અમીના ઓરડામાંથી બારણે આવી ઊભી રહી. એક ક્ષણ જોઈ રહ્યા બાદ બોલી, "મહેશને ફરી છાપરામાંથી ખેંચીને ઘાસ નાખ્યું કે બાબા ?"

તેને એ જ ડર હતો. શરમાઈ જઈ બોલ્યો, "ઘાસ જૂનું સડી ગયેલું છે એટલે મા, પોતાની મેળેજ ગરી પડ્યું હતું."

"અરે મેં અંદરથી સાંભળ્યું ને બાબા, કે તમે ખેંચીને બહાર કાઢ્યું !"

"ના, મા, કંઈ ખાસ ખેંચ્યું નહોતું—"

"પરંતુ ભીંત પડી જશે તે, બાબા,—"

ગફુર ચૂપ રહ્યો. એક ઓરડો બાદ કરતાં બીજું બધું પડી ગયું છે, તથા આમ રોજ કરવા જતાં આવતા ચોમાસામાં એ પણ ટકશે નહિ, એ વાત તેના પોતાના કરતાં બીજું કોણ વધારે જાણતું હતું ? તેમજ વળી એ રીતે પણ કેટલા દિવસ ચાલે ?

છોકરીએ કહ્યું, "હાથ ધોઈ ભાત ખાવા ચાલો બાબા, મેં પીરસી દીધું છે."

ગફુરે બોલ્યો, " જરા ઓસામણ આપ તો મા, એકવાર આ ભુખાળવાને પાઈ આવું. "

"ઓસામણ તો નથી, બાબા, હાંલ્લીમાં જ ગયું છે."

" નથી ? " ગફુર ચૂપ રહ્યો. દુઃખના દહાડામાં એટલું પણ નકામું જવા દેવાય નહિ એ આ દશ વરસની છોકરી પણ સમજતી હતી. હાથ ધોઈ ને ઓરડાની અંદર જઈ ઊભો રહ્યો. એક પિત્તળની થાળીમાં પિતાનું ભોજન પીરસી દઈ પુત્રીએ પોતાને માટે એક માટીના શાણકામાં ભાત પીરસ્યો છે. ટીકી ટીકીને જોઈ ને ગફુર ધીરે ધીરે બોલ્યો. "અમીના, મને ડીલે ફરી ટાઢ ચડવા માંડી છે, મા, તાવલે શરીરે ખાવાથી શો ફાયદો ! "

અમીના ઉદ્વિગ્ન મુખે બોલી, " પરંતુ ત્યારે તો કહેતા હતા ખૂબ ભૂખ લાગી છે ! "

" ત્યારે ? ત્યારે કદાચ તાવ નહિ હોય, મા. "

" એમ હોય તો ઢાંકી રાખું, સાંજે ખાજો. "

ગફુર માથું હલાવી બોલ્યો, " પરંતુ ટાઢો ભાત ખાઉં તો તબિયત વધારે બગડે, અમીના. "

અમીનાએ કહ્યું, " તો પછી ? "

ગફુરે કેટલોય જાણે વિચાર કરી અચાનક એ કોયડાનો ઉકેલ આણી દીધો; તે બોલ્યો. " એક કામ કરને, મા. નહિ તો મહેશને જ મૂકી આવ, પછી રાતના મને એકાદ મૂઠી ફરી

નહિ રાંધી અપાય શું, અમીના?" જવાબમાં અમીના મોં ઊંચું કરી ક્ષણવાર ચૂપ રહી પિતાના મોં તરફ જોઈ રહી, ત્યાર બાદ માથું નીચું કરી ધીરે ધીરે ડોકું હલાવી બોલી, "રાંધી અપાશે, બાબા."

ગફુરનું મોં રાતું થઈ ગયું. પિતા અને પુત્રીની વચ્ચે આજે છેતરપિંડીનો જે એક અભિનય થઈ ગયો, તે એ બે પ્રાણી સિવાય બીજા પણ એક જણે જાણે અંતરીક્ષમાં રહ્યાં રહ્યાં જોયો હતો.

૨

પાંચ સાત દિવસ બાદ એક દિવસ માંદો ગફુર ચિંતા-ગ્રસ્ત મુખે ઓસરીમાં બેઠો છે, તેનો મહેશ ગઈ કાલનો હજી સુધી ઘેર પાછો ફર્યો નથી, તે પોતે અશક્ત હતો તેથી અમીના સવારથી બધે ખોળતી ફરે છે. આથમતે પહોરે તે પાછી ફરીને કહેવા લાગી, " સાંભળ્યું, બાબા ? માણિક ઘોષને ત્યાં-નાંએ આપણા મહેશને ડબામાં મોકલ્યો છે."

ગફુર બોલ્યો, " જા, જા, ગાંડી !"

" હાં, બાબા, સાચે. તેમના નોકરે કહ્યું, તારા બાપને કહેજે કે જાય દરિયાપુરના ડબામાં શોધવા."

" તેણે શું કર્યું હતું ?"

" તેમના બાગમાં ઘૂસી જઈ ઝાડપાલો ખૂંદી નાખ્યો'તો, બાબા."

ગફુર સ્તબ્ધ થઈ બેસી રહ્યો. મહેશ સંબંધી તેણે મનમાં મનમાં બહુ પ્રકારની દુર્ઘટનાઓની કલ્પના કરી હતી. પરંતુ તે આવું કરશે એવી બીક તેને ન હતી. તે જેવો રાંક તેવો ગરીબ હતો, એટલે ખાસ કરીને તેના પાડોશીઓમાંથી કોઈ તેને આટલી ભારે શિક્ષા કરે એવો ભય તેને હતો નહિ. તેમાં પણ માણિક ઘોષ; ગો–બ્રાહ્મણ પ્રત્યે તેમની ભક્તિ આ ગાળામાં પ્રસિદ્ધ હતી.

છોકરીએ કહ્યું, " રાત તો પડવા આવી, બાબા, મહેશને લેવા નહિ જાઓ ? "

ગફુર બોલ્યો, " ના. "

" પરંતુ તેમણે તો કહ્યું છે કે ત્રણ દિવસ પૂરા થતાં જ પોલીસના લોકો તેને ગુજરીમાં વેચી નાખશે. "

ગફુર બોલ્યો, " છો વેચી નાખે. "

ગુજરી એ વસ્તુ વાસ્તવિક રીતે શું છે તે અમીના જાણતી ન હતી; પરંતુ મહેશની બાબતમાં એનો ઉલ્લેખમાત્ર થતાં તેના પિતા કેવા વિચલિત થઈ ઊઠતા, તે તેણે બહુ વાર જોયું હતું. પરંતુ આજ તે એક પણ શબ્દ બોલ્યા વિના આસ્તે આસ્તે ચાલી ગઈ.

રાત્રિના અંધારામાં લપાતાં છુપાતાં ગફુરે બંસીની દુકાને આવી કહ્યું, " કાકા, એક રૂપિયો આપવો પડશે, " એટલું કહી તેણે તેની પિત્તળની થાળી બેસવાની માંચી નીચે મૂકી દીધી. એ વસ્તુનું વજન વગેરે બંસીને ખૂબ પરિચિત હતું. બે એક વર્ષની અંદર તેણે પાંચેક વાર તેને સાનમાં રાખી એક એક રૂપિયો આપ્યો હતો. તેથી આજે પણ કંઈ વાંધો લીધો નહિ.

બીજે દિવસે મહેશ પાછો તેને અસલ ઠેકાણે જોવામાં આવ્યો. એ જ બાવળિયાનું ઝાડ, એ જ દોરડું, એ જ ખીલો, એ જ ઘાસ વિનાની ખાલી જગા, એ જ ક્ષુધાતુર કાળી આંખની સજલ ઉત્સુક દૃષ્ટિ. એક બુઢ્ઢા જેવો મુસલમાન તેને અત્યંત તીવ્ર નજરે તપાસતો હતો. થોડે દૂર એક બાજુએ બંને

ટીંચણુ ભેગા કરી ગફુરમિયાં ચુપચુપ બેઠો હતો. પરીક્ષા પૂરી કરી બુઢ્ઢાએ ચાદરને છેડેથી એક દશ રૂપિયાની નોટ બહાર કાઢી તેની ગડી ઉકેલી વારંવાર મસળી જોઈ તેની પાસે જઈ કહ્યું, "હવે વધઘટ નહિ કરું, આ પૂરેપૂરા જ આપું છું; લો."

ગફુરે હાથ લંબાવી તે લીધી અને પહેલાંની પેઠે તે ચૂપ જ બેસી રહ્યો. પરંતુ જે બે જણ સાથે આવ્યા હતા તેમણે બળદનું દોરડું છોડવા માંડ્યું કે તરત જ તે અચાનક સીધો ઊઠી ઊભો થઈ ઉદ્ધત અવાજે બોલી ઊઠ્યો, "દોરડાને હાથ લગાડશો નહિ. કહું છું, ખબરદાર. જોજો, સારું પરિણામ નહિ આવે."

તેઓ ચમકી ગયા. બુઢ્ઢો આશ્ચર્ય પામી બોલ્યો, "કેમ?"

ગફુરે તે જ પ્રમાણે ગુસ્સામાં ને ગુસ્સામાં જવાબ દીધો, "કેમ વળી શું? મારી ચીજ મારે વેચવી નથી, મારી ખુશી." એટલું બોલી તેણે નોટ પાછી ફેંકી દીધી.

તેઓએ કહ્યું, "કાલે રસ્તે આવતાં બાનું લેતા આવ્યા છો તે?"

"આ લોને તમારું બાનું પાછું!" એટલું કહી તેણે કેડેથી બે રૂપિયા બહાર કાઢી ખડિંગ કરતાં ફેંકી દીધા. ઝઘડો થઈ બેસવાની અણી ઉપર વાત પહોંચી છે એ જોઈ બુઢ્ઢાએ હસીને ધીરેથી કહ્યું, "દબાવીને બીજા બે રૂપિયા વધારે લેવા છે, એ જ ને? આલ્યા આપો, મીઠાઈ ખાવા એની છોકરીના હાથમાં બે રૂપિયા. કેમ, એ જ ને?"

“ ના. ”

“ પરંતુ એથી વધારે કોઈ એક અરધો પણ આપવાનું નથી, ખબર છે?

ગફુર જોરથી માથું હલાવી બોલ્યો, “ ના.”

બુઢ્ઢો ગુસ્સે થઈ ગયો, બોલ્યો, “ ના, તો શું? ચામડાના પૈસા ઊપજે એમ છે, નહિ તો બીજો માલ શો બળ્યો છે? ”

તોબા! તોબા! ગફુરના મોઢામાંથી અચાનક એક ખરાબ કડવો શબ્દ નીકળી ગયો તથા બીજી ક્ષણે જ તે દોડી પોતાના ઘરમાં પેસી રાડો નાખી ધમકી આપવા લાગ્યો કે જો તેઓ જલદી ગામ છોડી નહિ જાય, તો તે જમીનદારના માણસો બોલાવી લાવી તેમને ખાસડાં મરાવ્યા વિના છોડનાર નથી.

બખેડો દેખી પેલા લોકો ચાલ્યા ગયા, પરંતુ થોડી વારમાં જ જમીનદારની કચેરીમાંથી તેને તેડું આવ્યું. ગફુર સમજી ગયો કે આ વાત બાબુજીને કાને ગઈ છે.

કચેરીમાં સારા ખોટા અનેક માણસો બેઠા હતા. શિવુ બાબુ આંખ રાતી કરી બોલ્યા, “ ગફરા, તને મારે શી શિક્ષા કરવી તે જ સમજાતું નથી. તું ક્યાં રહે છે તે જાણે છે? ”

ગફુર હાથ જોડી બોલ્યો, “ જાણું છું. અમને ખાવાનું મળતું નથી નહિ તો આજ આપ જે દંડ કરત તેની હું ના ન પાડત.”

બધા જ વિસ્મય પામ્યા. આ માણસને તેઓ જિદ્દી તથા ખૂની સ્વભાવનો જાણતા હતા. તે રડું રડું થઈ જઈ બોલ્યો, “ એવું કામ ફરી કદી નહિ કરું, બાબુજી! ”

એટલું બોલી તેણે પોતે જ પોતાને બે હાથે બે કાન ચીમળ્યા, અને આંગણાની એક બાજુએથી બીજી બાજુ સુધી નાકલિસોટી તાણી ઊઠી ઊભો થયો.

શિવુ બાબુ દયાભર્યે અવાજે બોલ્યા, "ઠીક. જા, જા, થયું, થયું. ફરી કદી આવી અક્કલ લડાવીશ નહિ."

વાત સાંભળી બધાનાં રૂંવાડાં ખડાં થઈ ગયાં અને માત્ર બાબુજીના પુણ્યપ્રભાવને લીધે તથા શિક્ષાના ડરથી જ એ મહાપાતક થતું અટક્યું એ બાબતમાં કોઈને લેશ પણ સંશય રહ્યો નહિ. તર્કરત્ન હાજર હતા, તેમણે ગો શબ્દની શાસ્ત્રીય વ્યાખ્યા કરી આપી, તથા શા માટે આ ધર્મજ્ઞાનહીન મ્લેચ્છ જાતિને ગામની નજીક વસવાટ કરવા દેવાનો નિષેધ છે, એ ખુલ્લું કરી બધાનાં જ્ઞાનનેત્ર ખોલી દીધાં.

ગફુરે એકે વાતનો જવાબ દીધો નહિ. ઠીક બદલો મળ્યો છે, એમ મનમાં માની, અપમાન તથા બધો તિરસ્કાર વિનયપૂર્વક માથે ચડાવી પ્રસન્ન ચિત્તે ઘેર પાછો આવ્યો. પાડોશીઓને ઘેરથી ઓસામણ માગી લાવી મહેશને પિવડાવ્યું તથા તેને શરીરે, માથે અને શીંગડે વારંવાર હાથ ફેરવી અસ્ફુટ અવાજે કંઈ કેટલુંય બોલવા લાગ્યો.

## ૩

જેઠ પૂરો થવા આવ્યો. રુદ્રની જે મૂર્તિએ એક દિવસ વૈશાખને અંતે દેખા દીધી હતી, તે હજી કેટલી ભીષણ, કેટલી ભારે કઠોર થઈ શકે તે આજના આકાશ તરફ જોયા વિના ખ્યાલમાં જ આવી શકે નહિ. ક્યાંય જાણે દયાનો આભાસ સુધ્ધાં નથી. કોક દિવસ આ રૂપનું લેશ માત્ર પરિ-વર્તન થઈ શકે, ફરી કોઈ દિવસ આ આકાશ વાદળાંની ઘટાથી સ્નિગ્ધ જલપૂર્ણ બની દેખા દઈ શકે. એવી આજે કલ્પના કરતાં પણ જાણે ડર લાગે છે. એવું થાય છે કે સળગી ઊઠેલા આખા આકાશમાંથી જે અગ્નિ રોજ રોજ વરસ્યાં કરે છે, તેને અંત નથી, સમાપ્તિ નથી; બધું પૂરેપૂરું બિલકુલ ખાખ થઈ જાય ત્યાં સુધી એ હવે થોભવાનો નથી.

એવે દિવસે બપોરી વખતે ગફુર ઘેર પાછો આવ્યો પારકે બારણે મજૂરી કરવાનો તેને અભ્યાસ ન હતો; તેમજ માત્ર ચાર પાંચ દિવસથી તેનો તાવ થોભ્યો હતો; શરીર હજુ જેવું દુર્બળ તેવું જ થાકેલું હતું. તો પણ આજ તે કામ શોધવા બહાર ગયો હતો. પરંતુ આ પ્રચંડ તડકો ફક્ત તેણે માથે લીધો એ જ, બાજુ કાંઈ વળ્યું નહિ. ભૂખથી, તરસથી તથા થાકથી તેને લગભગ અંધારાં આવતાં હતાં. આંગણે ઊભા રહી તેણે બૂમ પાડી, " અમીના, ભાત થયો છે કે ? "

છોકરી ઘરમાંથી ધીમે ધીમે બહાર આવી જવાબ આપ્યા વિના થાંભલો પકડી ઊભી રહી.

જવાબ ન મળતાં ગફુર રાડ નાખી બોલ્યો, " થયો છે ભાત ? શું બોલી, નથી થયો ? કેમ કહે જોઉં ?"

" ચોખા નથી, બાબા."

" ચોખા નથી ? સવારે મને કહ્યું કેમ નહિ ? "

" તમને રાતે તો કહ્યું હતું. "

ગફુર મોં વાંકું કરી તેના અવાજના ચાળા પાડી ચાલ્યો, " રાતે તો કહ્યું હતું ! રાતે કહે એટલે કોઈને યાદ રહેતું હશે ? " પોતાના કર્કશ અવાજથી તેનો ક્રોધ બમણો વધી ગયો. મોં વધારે બગાડી બોલી ઊઠ્યો, " ચોખા ક્યાંથી રહે ? માંદો બાપ ખાય કે ના ખાય. પણ બુઢ્ઢી દીકરી દિવસમાં ચાર ચાર પાંચ પાંચ વાર ભાત ઠૂસ્યા કરે. હવેથી ચોખાને હું તાળું વાસીને બહાર જઈશ. લાવ એક લોટો પાણી, તરસથી છાતી ફાટી ગઈ. કહેને કે તે પણ નથી."

અમીના એમ ને એમ નીચે મોંએ ઊભી રહી. થોડીકવાર રાહ જોઈ, ગફુર જ્યારે સમજ્યો કે ઘરમાં પીવાનું પાણી પણ નથી, ત્યારે તે પોતાના પર વધુ કાબૂ ન રાખી શક્યો. ઉતાવળે પગલે પાસે જઈ પટાક દઈને જોરથી તેના ગાલ ઉપર એક ધોલ ચોડી દઈ બોલ્યો, " બળ્યા મોઢાની ? હરામજાદી, આખો દિવસ તું કરે છે શું ? આટલા લોક મરી જાય છે, તું કેમ મરતી નથી ? "

છોકરી એક શબ્દ બોલી નહિ, માટીનો ખાલી ઘડો ઉપાડી

સઈ તે તડકાની અંદર જ આંખો લૂછતી લૂછતી ચૂપકીથી બહાર ચાલી ગઈ. પરંતુ તે નજરબહાર જતાં જ ગફુરનું હૃદય તીરથી વીંધાઈ ગયું. એ નમાઈ છોકરીને તેણે શું શું કરીને ઉછેરી છે, તે ફક્ત તે જ જાણે છે. તેને વિચાર આવ્યો કે તેની એ સ્નેહાળ, કામઢી, શાંત પુત્રીનો કશો દોષ ન હતો. ખેતરનું સામાન્ય થોડું ઘણું ધાન ખૂટી ગયા બાદ તેમને પેટ ભરીને બે વેળા ખાવાનું મળ્યું નથી. કોઈ દિવસ એક વેળા તો કોઈ દિવસ વળી તે પણ નહિ. દિવસમાં પાંચ છ વાર ભાત ખાવો એ જેટલું અસંભવિત તેટલું જ ખોટું હતું. વળી પીવાનું પાણી ન હતું. તેનું કારણ પણ તેને અજાણ્યું ન હતું. ગામમાં જે બે ત્રણ તળાવડીઓ હતી તે બિલકુલ સુકાઈ ગઈ હતી. શિવચરણ બાબુને પાછલે બારણે તળાવડીમાં જે થોડું ઘણું પાણી હતું, તે સામાન્ય લોકોને મળતું નહોતું. બીજાં જળાશયોમાં એકાદ બે ખાડા ખોદ્યા હોય અને તેમાં જે કાંઈ પાણી એકઠું થયું હોય, તેના ઉપર પણ જોઈએ એટલી પડાપડી અને ભીડ. વધારામાં મુસલમાન હોવાને લીધે આ નાની છોકરી તો પાસે જ જઈ ન શકે. કલાકના કલાક દૂર ઊભા રહી બહુ કાલાવાલા કર્યા પછી કોઈ દયા કરી જો તેના વાસણમાં રેડતું તો તેટલું જ તે ઘેર લાવતી. એ બધું જ તે જાણતો હતો. કદાચ આજ પાણી હશે નહિ, અથવા પડાપડીની અંદર કોઈને છોકરી ઉપર દયા કરવાનો અવસર મળ્યો નહિ હોય. એવું જ કાંઈક થયું હશે એની ખાતરી થતાં તેની પોતાની આંખોમાં પણ પાણી ભરાઈ આવ્યું. એવામાં જમીન-

દારનો સિપાઈ યમદૂતની પેઠે આવી આંગણે ઊભો રહ્યો; ગાડ નાખી બૂમ પાડી, "ગફુરા ઘરમાં છે કે ?"

ગફુર તીખા અવાજે જવાબ દઈ બોલ્યો, "છું, કેમ ?"

"બાબુ મહાશય બોલાવે છે, ચાલ."

ગફુર બોલ્યો, "હજી મેં ખાધું નથી, પછી આવીશ."

આટલી બધી તુમાખી સિપાઈથી સહન ન થઈ. તે એક ગંદું સંબોધન કરી બોલ્યો, "બાબુનો હુકમ છે કે ખાસડે મારતાં મારતાં ઘસડી લાવવો."

ગફુર ફરીવાર ભાન ભૂલ્યો, તે પણ એક ખરાબ વાક્ય ઉચ્ચારી બોલ્યો, "મહારાણીના રાજ્યમાં કોઈ કોઈનો ગુલામ નથી, કર આપીને રહું છું. હું આવવાનો નથી."

પરંતુ સંસારમાં આવા ક્ષુદ્ર માણસે આટલી મોટી આણ બતાવવી એ માત્ર નિષ્ફળ જ નહિ, પણ આફતનું કારણ છે. પણ એટલું નસીબ કે, આટલો ક્ષીણ અવાજ એટલા મોટા કાન સુધી પહોંચતો નથી. નહિ તો તેના મોંનો કોળિયો અને આંખની ઊંઘ બંને નાશ પામત. ત્યાર પછી શું બન્યું તે વિસ્તારપૂર્વક કહેવાનું પ્રયોજન નથી. પરંતુ એકાદ કલાક બાદ જ્યારે તે જમીનદારની કચેરીમાંથી ઘેર પાછો આવ્યો અને ચૂપકીથી લેટી પડયો, ત્યારે તેની આંખ અને મોં ફૂલી ગયાં હતાં. તેને આટલી મોટી સજા થવાનું કારણ મુખ્યત્વે મહેશ હતો. ગફુર ઘરમાંથી બહાર ચાલ્યો ગયો તે પછી મહેશ પણ દોરડું તોડી બહાર નીકળી પડયો અને જમીનદારના આંગણામાં ઘૂસી ફૂલઝાડ ખાઈ ગયો, અનાજ સૂકવવા મૂકયું

હતું તે વેરી નાખી બગાડ કર્યો, અંતે પકડવાનો પ્રયત્ન કર્યો ત્યારે બાબુની નાની છોકરીને ગબડાવી પાડી નાસી ગયો. એવો બનાવ આ પહેલી વાર જ નહિ, આની પહેલાં પણ બન્યો હતો, પણ ગરીબ જાણી તેને જવા દીધો હતો. પહેલાંની પેઠે આ ફેરો પણ તે આવીને પગે પડયો હોત, તો ક્ષમા પામત. પરંતુ 'તે કર ભરીને રહે છે, એટલે કોઈનો ગુલામ નથી' એમ ઉઘાડું બોલ્યો હતો. પ્રજાના મોઢામાં આવા તુમાખીના શબ્દો જમીનદાર થઈને શિવચરણ બાબુ કોઈ રીતે સહન કરી શકયા નહિ. ત્યાં આગળ તેણે માર તથા અપમાનનો જરા વિરોધ સરખો કર્યો નહિ, બધું મૂંગે મોઢે સહન કર્યું, ઘેર આવીને પણ તે તેમજ ચુપચુપ પડી રહ્યો. ભૂખ-તરસની વાત તેને યાદ જ ન હતી, પરંતુ છાતીની અંદરનો ભાગ જાણે બહારના મધ્યાહ્ન આકાશની પેઠે સળગવા લાગ્યો. એ સ્થિતિમાં કેટલો વખત ગયો તેનું તેને ભાન રહ્યું નહિ. પરંતુ આંગણા-માંથી અચાનક તેની પુત્રીની ચીસ કાને આવતાં જ તે વેગથી ઊઠી ઊભો થયો, તથા દોડતો બહાર આવી જુએ છે તો અમીના જમીન ઉપર પડી હતી, તેના ભાંગી ગયેલા ઘડામાંથી પાણી વહી જતું હતું, અને મહેશ જમીન ઉપર મોં માંડી એ જ પાણી જાણે મરુભૂમિની પેઠે શોષી રહ્યો હતો. આંખનો પલકારો પડયો નહિ, ગફુરને હિતાહિતનું જ્ઞાન રહ્યું નહિ, સમારવા માટે કાલે તેણે હળની કોશ છૂટી પાડી હતી, તેને જ બે હાથે ઉપાડી મહેશના નમેલા માથા ઉપર જોરથી ઘા કર્યો.

એક જ વાર માત્ર મહેશે મોં ઊંચું કરવાનો પ્રયત્ન કર્યો,

ત્યારબાદ તરત જ તેનો ભૂખે દૂબળો પડી ખખળી ગયેલો દેહ જમીન ઉપર ઢળી પડ્યો. આંખના ખૂણામાંથી થોડાં ટીપાં આંસુનાં તથા કાનમાંથી થોડાં ટીપાં લોહીનાં ટપક્યાં. બે વાર તેનું આખું શરીર થરથર કરતું કંપી ઊઠ્યું. ત્યારબાદ તેના આગળના તથા પાછળના બંને પગ જેટલે દૂર જાય તેટલે લંબાવી દઈ મહેશે છેલ્લો શ્વાસ મૂક્યો.

અમીના રડી પડી બોલી, " શું કર્યું, બાબા, આપણો મહેશ મરી ગયો."

ગફુર હાલ્યો નહિ, જવાબ આપ્યો નહિ, ફક્ત ફાટેલી આંખે બીજી એક જોડ પલકારા વિનાની ગાઢ કાળી આંખો સામે જોતો પથ્થરની પેઠે નિશ્ચલ બની રહ્યો.

બે એક કલાકમાં ખબર પડતાં બીજા ગામના ચમારોનું ટોળું આવી પહોંચ્યું. તેઓ વાંસ પર બાંધી મહેશને ઢોર દાટવાની જગ્યાએ ઘસડી ચાલ્યા. તેમના હાથમાં ધારવાળી ચકચકતી છરી જોઈ ગફુર થથરી ઊઠ્યો અને આંખો મીંચી ગયો, પરંતુ એક શબ્દ બોલ્યો નહિ.

શેરીના લોકો કહેવા લાગ્યા, "તર્કરત્ન પાસે પ્રાયશ્ચિત્તની વિધિ જાણવા જમીનદારે માણસ મોકલ્યું છે; પ્રાયશ્ચિત્તનું ખરચ પૂરું કરવા તારે જોજે આ વખતે ઘરની જમીન વેચવી ન પડે તો."

ગફુરે આ બધાંનો પણ ઉત્તર દીધો નહિ; બંને ઢીંચણ ઉપર મોં રાખી સ્થિર બેસી રહ્યો.

મોડી રાતે ગફુરે છોકરીને જગાડીને કહ્યું, " અમીના, ચાલ આપણે જઈએ—"

તે ઓસરીમાં ઊંઘતી પડી હતી, આંખો લૂછી ઊઠી બેઠી થઈ બોલી, "ક્યાં, બાબા ?"

ગફુર બોલ્યો, "ફુલબેડના શણના કારખાનામાં કામ કરવા."

છોકરી આશ્ચર્ય પામી જોઈ રહી. આ પહેલાં અનેક દુઃખ પડવા છતાં તેનો બાપ કારખાનામાં કામ કરવા કબૂલ થતો નહોતો. ત્યાં ધર્મ રહેતો નથી, બાઈમાણસની ઇજ્જત-આબરૂ રહેતી નથી, એ વાત તેણે બહુવાર સાંભળી હતી.

ગફુર બોલ્યો, "મોડું કરીશ નહિ, મા, ચાલ, ઘણે આઘે જવાનું છે."

અમીના પાણી પીવાનો લોટો તથા પિતાને ભાત ખાવાની પિત્તળની થાળી સાથે લેતી હતી. ગફુરે તેને વારી અને કહ્યું, "એ બધું રહેવા દે મા, તે વડે મારા મહેશનું પ્રાયશ્ચિત્ત થશે."

ગાઢ અંધારી રાતે તે છોકરીનો હાથ પકડી બહાર નીકળ્યો. આ ગામમાં કોઈ તેનું સગું ન હતું, કોઈને પણ કશું કહેવાનું ન હતું. આંગણું વટાવી રસ્તાની ધારે પેલા બાવળિયા નીચે આવી અટકી ઊભા રહી અચાનક તે પોક મૂકી રડી પડ્યો. નક્ષત્રોથી ભરેલા કાળા આકાશ તરફ મોં કરી બોલ્યો, "અલ્લા! મને મરજીમાં આવે એટલી સજા કરજે, પરંતુ મારો મહેશ તરસનો માર્યો મર્યો છે, તેને ચરી ખાવા જરા જેટલી પણ જમીન કોઈએ રાખી નહોતી. તમારું દીધેલું ખેતરનું ઘાસ તથા તમારું દીધેલું પીવાનું પાણી પણ જેણે તેને ખાવા-પીવા દીધું નહિ, તેની કસૂર તમે કદી માફ ન કરશો."

# અભાગીનું સ્વર્ગ

## ૧

ઠાકુરદાસ મુખર્જીનાં વૃદ્ધ પત્ની સાત દિવસના તાવથી મરી ગયાં. વૃદ્ધ મુખોપાધ્યાય મહાશય અનાજના વેપારમાં પુષ્કળ પૈસા કમાયા હતા. તેમના ચાર પુત્રો, ત્રણ પુત્રીઓ, તેમનાં પણ છોકરાં-છૈયાં, જમાઈઓ-પાડોશીઓનું જૂથ, ચાકર-નફર, જાણે એક ઉત્સવ જેવું થઈ રહ્યું હતું. ધામધૂમભરી સ્મશાનયાત્રા જોવા માટે આખા ગામના લોકની ઠઠ જામી હતી. દીકરીઓએ રડતાં રડતાં માના બે પગમાં ખૂબ ગાઢો અળતો તથા માથામાં ખૂબ જાડો સિંદૂરનો લેપ લગાડી દીધો. વહુએ ચંદન ચોપડી કીમતી વસ્ત્રથી સાસુનો દેહ ઢાંકી પાલવ વડે તેમની છેવટની ચરણરજ લૂછી લીધી. પુષ્પ, પત્ર, ગંધ, માલ્ય, અને કલરવ એ બધું જોતાં એમ તો લાગ્યું નહિ કે આ કોઈ શોકનો પ્રસંગ છે; આ તો જાણે મોટા ઘરની

ગૃહિણી પચાસ વર્ષ બાદ ફરી એકવાર નવેસરથી તેના સ્વામીને ઘેર સિધાવતી ન હોય! વૃદ્ધ મુખોપાધ્યાય શાંતમુખે તેમની લાંબા વખતની સહચરીને છેલ્લી વિદાય આપી કોઈ ન જુએ તેમ આંખનાં બે એક ટીપાં આંસુ લૂછી શોકાતુર દીકરીઓ અને વહુઓને સાંત્વન દેવા લાગ્યા. પ્રબળ ‘ હરિ ’ધ્વનિથી પ્રભાતનું આકાશ ગજાવતું ગજાવતું આખુ ગામ સાથે સાથે ચાલ્યું. બીજી એક વ્યક્તિ જરા દૂર રહી આ ટોળા સાથે ચાલવા લાગી, તે કાંગાલીની મા. તે પોતાની ઝૂંપડીના આંગણાનાં થોડાં વેંગણ લઈ એ જ રસ્તે હાટમાં જતી હતી. આ દૃશ્ય જોયા પછી તેના આગળથી ખસાયું નહિ. તે હાટમાં જવાનુંયે ભૂલી ગઈ અને છેડે વેંગણ બાંધવાનુંયે ભૂલી ગઈ, તે આંખનાં આંસુ લૂછતી લૂછતી બધાંની પાછળ સ્મશાને આવી પહોંચી. ગામને એક છેડે, ગરુડ નદીને કિનારે સ્મશાન હતું, તે જગાએ પહેલા પહોરથી જ લાકડાંનો ખડકલો, ચંદનના ટુકડા, ઘી, મધ, ધૂપ, લોબાન વગેરે સામગ્રી એકઠી કરવામાં આવી હતી. કાંગલીની મા હલકી જાતની હતી. ભોઈની દીકરી, એટલે પાસે જવાની હિંમત કરી શકી નહિ. દૂર એક ઊંચી ટેકરી ઉપર ઊભી ઊભી બધી અંત્યેષ્ટિ ક્રિયા પહેલેથી છેવટ સુધી ઉત્સુકતાથી ધારી ધારીને આંખ ફાડીને જોવા લાગી. ખાસી વિશાળ ચિતા ઉપર જ્યારે શબ ગોઠવવામાં આવ્યું, ત્યારે તેના રંગેલા બે પગ જોઈ તેની આંખો તૃપ્ત થઈ ગઈ, તથા તેને મનમાં થયું કે દોડી જઈને સહેજ અળતો લૂછી લઈ માથા ઉપર ચડાવું. અનેક કંઠમાંથી નીકળતા ‘હરિ’

ધ્વનિ સાથે પુત્રને હાથે મંત્રપૂત અગ્નિ ચિતામાં મુકાયો ત્યારે તેની આંખમાંથી દડ દડ કરતું પાણી ટપકવા લાગ્યું. તે મનમાં ને મનમાં વારંવાર બોલવા લાગી, “ભાગ્યવંતાં મા, તમે સરગે જાઓ છો,—મને પણ આશીર્વાદ દેતાં જાઓ કે હું પણ એ જ પ્રમાણે કાંગાલીના હાથની આગ પામું.” દીકરાને હાથે આગ! એ કંઈ સહેલી વાત નથી. એક સ્ત્રીને સ્વામી, પુત્ર-કન્યા, પૌત્ર–પૌત્રી, દાસ–દાસી, પરિજન, આખો સંસાર ઊજળો રાખી આમ સ્વર્ગે જતી જોઈ, તેની છાતી ફુલાઈ જવા લાગી,— આ સૌભાગ્યની તેનાથી જાણે મર્યાદા આંકી શકાતી નહોતી. તરતની સળગેલી ચિતાનો ગોટેગોટ નીકળતો ધુમાડો નીલ રંગની છાયા ફેલાવતો, ગૂંછળું વળતો વળતો આકાશમાં ઊંચે ચડવા લાગ્યો. કાંગાલીની મા તેમાં એક નાનો સરખો રથ જાણે સ્પષ્ટ જોવા લાગી. તેની બાજુઓ ઉપર જાણે કેટલાંય ચિત્ર ચીતરેલાં છે, તેના શિખર ઉપર જાણે કેટલીય વેલોનાં પાંદડાં બાંધેલાં છે. અંદર જાણે કોઈક બેઠેલું છે,—તેનું મોં ઓળખી શકાતું નથી, પરન્તુ તેના સેંથામાં સિંદૂરની રેખા છે, પગનાં બે તળિયાં અળતાથી રંગેલાં છે. ઊંચી નજરે જોતાં જોતાં કાંગાલીની માની બંને આંખોમાંથી આંસુની ધારા વહેતી હતી; એવામાં એક ચૌદપંદરેક વર્ષનો છોકરો તેના પાલવને ખેંચી બોલ્યો, “અહીં તું ઊભી રહી છે મા, તે ભાત રાંધવો નથી?”

માએ ચમકી પાછા ફરી જોઈને કહ્યું, “રાંધું છું, અરે હમણાં હવે.” અચાનક ઊંચે આંગળી કરી વ્યગ્ર સ્વરે બોલી, “જો, જો, બેટા, બામણી–મા પેલા રથમાં બેસી સરગે જાય છે!”

છોકરો વિસ્મયથી મોં ઊંચું કરી બોલ્યો, "ક્યાં છે?" થોડીવાર બારીકાઈથી જોઈ અંતે બોલ્યો, "તું ગાંડી થઈ ગઈ છે? એ તો ધુમાડો છે!" ચિડાઈ ને બોલ્યો, "બપોરી વખત થઈ તો'ય મને ભૂખ નહિ લાગી હોય!" અને સાથે સાથે માની આંખમાં આંસુ જોઈ બોલ્યો, "બામણને ત્યાંની બૈરી મરી ગઈ તેમાં તું શાની રડરડ કરે છે, મા?"

કાંગાલીની માને આટલી વારે ભાન આવ્યું. પારકા માટે સ્મશાને ઊભા રહી આ રીતે આંસુ ઢાળવા માટે મનમાં ને મનમાં શરમાઈ ગઈ, એટલું જ નહિ પણ છોકરાના અશુભની બીકે એક ક્ષણમાં આંખ લૂછી નાખી જરા હસવાનો પ્રયત્ન કરી બોલી, "રડું શા માટે હું? આંખે ધુમાડો લાગ્યો છે. બીજું કંઈ થયું નથી!"

"હા, આંખે ધુમાડો લાગ્યો છે! તું રડતી તો હતી!"

માએ કશો જવાબ ન આપ્યો. છોકરાનો હાથ પકડી ઓવારો ઊતરી જાતે પણ સ્નાન કર્યું, કાંગાલીને પણ સ્નાન કરાવ્યું અને ઘેર પાછી ફરી. સ્મશાનસત્કારનો છેવટનો ભાગ જોવાનું તેના ભાગ્યમાં નહોતું.

૨

સંતાનનું નામ પાડતી વેળાએ માતપિતાની મૂઢતા જોઈ વિધાતાપુરુષ અંતરીક્ષમાં રહ્યા રહ્યા ફક્ત હાસ્ય કરીને જ ઘણે ભાગે શોભતા નથી, તીવ્ર વિરોધ પણ કરે છે. તેથી નામ પાડેલાઓનું આખું જીવન તેઓના પોતાના નામના જ જાણે મરતાં સુધી ચાળા પાડ્યા કરે છે. કાંગાલીની માના જીવનનો ઇતિહાસ ટૂંકો છે. એનું ટૂંકું કંગાળ જીવન જ વિધાતાના પેલા પરિહાસમાંથી બચી ગયું હતું. તેને જન્મ આપીને મા મરી ગઈ હતી. બાપે ચિડાઈને અભાગી નામ પાડ્યું. મા હતી નહિ, બાપ નદીમાં માછલાં પકડતો ફરતો; તેને નહોતો દિવસ, કે નહોતી રાત. તોપણ કેમ કરીને નાની અભાગી એક દિવસ કાંગાલીની મા થવા જીવતી રહી. તે એક અજબ વસ્તુ છે. જેની સાથે લગ્ન થયું, તેનું નામ રસિક વાઘ. વાઘને બીજી વાઘણ હતી, તેને લઈ ને તે બીજે ગામ ચાલ્યો ગયો. અભાગી તેનું અભાગ્ય તથા બાળક પુત્ર કાંગાલીને લઈ ગામમાં જ પડી રહી.

તેનો તે કાંગાલી મોટો થઈ આજ પંદર વર્ષનો થયો છે. હજી હમણાં જ નેતરનું કામ શીખવાની શરૂઆત કરી છે. અભાગીને આશા બંધાઈ હતી કે હજુ એકાદ વર્ષ જો તે તેના ભાગ્ય સાથે ઝૂઝીને કાઢશે, તો દુઃખનો પછી અંત

આવશે. એ દુઃખ કેવું હતું, તે તેના દેનાર સિવાય બીજો કોઈ જાણતો ન હતો.

કાંગાલી તળાવડીમાં હાથમોં ધોઈ આવી જુએ છે તો તેના પાંદડામાં ખાતાં વધેલું ખાવાનું મા એક માટીના વાસણમાં ઢાંકી રાખે છે. આશ્ચર્ય પામી તે પૂછવા લાગ્યો, "તેં ખાધું નહિ, મા?"

"બહુ મોડું થઈ ગયું છે બેટા, હવે અત્યારે ભૂખ નથી."

છોકરાને વિશ્વાસ આવ્યો નહિ, બોલ્યો. "ના, ભૂખ હોય શાની? ક્યાં છે, દેખાડ, જોઉં તારી હાંલ્લી!"

એ રીતે બહુ દિવસથી કાંગાલીની મા કાંગાલીને છેતર્યા કરતી હતી. તેણે હાંલ્લી જોઈ ત્યારે જ્યાલ મૂક્યો. તેમાં બીજા એક જણ જેટલો ભાત જોયો, ત્યારે તે પ્રસન્ન મુખે માના ખોળામાં જઈ બેઠો. એ ઉમરના છોકરા બધા એમ નથી કરતા, પરંતુ બચપણથી જ તે બહુ લાંબા વખત સુધી માંદો હતો એટલે માનો ખોળો છોડી બહારના સાથી-સોબતી સાથે ભળવાનો તેને અવસર મળ્યો ન હતો. એ ખોળામાં બેસીને જ તેને રમતગમતની લાલસા પૂરી કરવી પડી હતી. એક હાથે ગળું પકડી મોં ઉપર મોં રાખતાં વંત જ કાંગાલી ચકિત થઈ બોલી ઊઠ્યો. "મા, તારું શરીર તો ગરમ છે, શા માટે તું આવા તડકામાં મડદું બળતું જોવા ગઈ? શા માટે પાછી નાહી આવી? મડદું બળતું શું તું જ—"

માએ હાંફળાંફાંફળાં છોકરાના મોં ઉપર હાથ દાબી દઈ કહ્યું. "છિ! બેટા, મડદું બળતું હતું એમ ના કહેવાય, પાપ

લાગે, સતી–લક્ષ્મી, મા–દેવતા રથે ચડી સરગે ગયાં."

છોકરાએ શંકા લાવી કહ્યું, "તું તો એક જ વાત બોલ્યા કરે છે, મા, રથે ચડી કોઈ વળી સરગે જતું હશે?"

માએ કહ્યું, "મેં નજરે જોયું, કાંગાલી, બામણી-મા રથમાં બેઠાં હતાં. તેમના લાલ બે પગ બધાંએ ઉઘાડી આંખે જોયા હતા!"

"બધાંએ જોયા?"

"બધ્ધાંએ."

કાંગાલી માના હૈયાને અઢેલીને બેસી વિચારવા લાગ્યો.

મા ઉપર વિશ્વાસ રાખવાને જ તે ટેવાયેલો હતો. વિશ્વાસ રાખવાનું જ તે નાનપણથી શીખ્યો હતો. તે જ મા જ્યારે કહે છે કે બધાંએ ઉઘાડી આંખે આવી મોટી વાત જોઈ છે, ત્યારે અવિશ્વાસ લાવવાનું કશું કારણ નહોતું. થોડીવાર પછી ધીરે ધીરે તે બોલ્યો, "ત્યારે તો તું પણ મા, સરગે જવાની. બિંદીની મા તે દિવસે રાખાલની ફોઈને કહેતી હતી, 'કંગલાની માના જેવી સતી–લક્ષ્મી ભોઈવાડામાં બીજી કોઈ નથી.'"

કાંગાલીની મા ચૂપ રહી. કાંગાલી તે જ પ્રમાણે ધીરે ધીરે કહેવા લાગ્યો, "બાપુ જ્યારે તને છોડી ગયા, ત્યારે તને કેટલાંય લોકોએ ફરી લગન કરવા સમજાવી, પણ તેં કહ્યું, 'નહિ, કાંગાલી જીવતો હશે તો મારું દુઃખ જતું રહેશે. હવે શા માટે ફરી લગન કરવા જાઉં!' હું મા, તેં જો ફરી લગન કર્યું હોત, તો હું ક્યાં હોત? કદાચ ભૂખે-તરસે આજ ક્યારનો મરી ગયો હોત."

નાએ છોકરાને બેય હાથે હૈયે ચાંપ્યો. વસ્તુતઃ તે વખતે તેને એ સલાહ કંઈ થોડા લોકોએ આપી ન હતી. છતાં પણ તે કેમે કરી તૈયાર થઈ નહિ, ત્યારે તેની છેડણી-સતામણી પણ ઓછી નહોતી થઈ. એ વાત યાદ આવતાં અભાગીની આંખોમાંથી આંસુ પડવા લાગ્યાં. છોકરાએ હાથ વડે તે લૂછી નાંખી કહ્યું, "ગોદડી પાથરી આપું મા, જરા સૂઈ જઈશ?"

મા ચૂપ રહી. કાંગાલીએ સાદડી નાખી, ગોદડી પાથરી, માંચા ઉપરથી નાનું ઓશિકું નીચે નાખી હાથ પકડી તેને બિછાના ઉપર ખેંચી જવા માંડી, એટલામાં તેની માએ કહ્યું, "કાંગાલી, આજ તારે કામે જવાની જરૂર નથી."

કામે ન જવાની વાત કાંગાલીને ખૂબ ગમી. પરંતુ બોલ્યો. "તો પછી ચવાણાના બે પૈસા નહિ આપે, મા!"

"ભલે ના આપે, આવ તને વાત કહું."

વધારે થોભવાની જરૂર પડી નહિ, કાંગાલી તરત જ માને હૈયે લપાઈ સૂઈ જઈ બોલ્યો, "તો કહે, રાજાનો દીકરો, કોટવાલનો દીકરો અને પેલો પક્ષીરાજ ઘોડો."

અભાગીએ રાજપુત્ર, કોટવાલપુત્ર અને પક્ષીરાજ ઘોડાની કથાની વાત શરૂ કરી. એ બધી વાત તેણે બીજા પાસે કેટલાયે દિવસ ઉપર સાંભળેલી તથા કેટલીવાર કહેલી પરંતુ થોડીવારમાં તો તેનો રાજપુત્ર ક્યાં ગયો અને તેનો કોટવાલ-પુત્ર ક્યાં ગયો. તેણે એવી વાત શરૂ કરી કે જે પારકા પાસેથી શીખેલી ન હતી, પોતાની જ રચેલી હતી. તેનો તાવ જેમ-

જેમ વધતો ગયો, ઊના ઊના લોહીનો પ્રવાહ જેમજેમ ઝડપથી માથામાં વહેવા લાગ્યો, તેમતેમ તે જાણે નવી નવી વાતોની ઇંદ્રજાળ રચતી આગળ ચાલવા લાગી. તે અટકતી નથી, તૂટ પડવા દેતી નથી. કાંગાલીનો નાનો દેહ વારંવાર રોમાંચિત થવા લાગ્યો, ભયથી, વિસ્મયથી, રોમાંચથી તે જોરપૂર્વક માનું ગળું પકડી તેના હૈયાની અંદર જાણે સમાઈ જવા લાગ્યો.

બારણે દિવસ પૂરો ગયો, સૂરજ આથમી ગયો, સંધ્યાની મ્લાન છાયા વધુ ગાઢ બની ચરાચરને વ્યાપી રહી. પરંતુ ઘરની અંદર આજ હજુ દીવો સળગ્યો નહિ, ગૃહસ્થનું શેષ કર્તવ્ય પૂરું કરવા કોઈ ઊઠ્યું નહિ. ગાઢ અંધારામાં કેવળ બિમાર માતાનું સતત ગુંજન નિઃસ્તબ્ધ પુત્રના કાનમાં અમૃત વરસાવતું આગળ ચાલવા લાગ્યું. એ ને એ જ સ્મશાન અને સ્મશાનયાત્રાની કહાણી, એ ને એ રથ, એ ને એ બે રંગેલા પગ, એ ને એ તેમનું સ્વર્ગે જવું! કેવી રીતે શોકાતુર સ્વામીએ છેવટની ચરણરજ આપી, રડીને વિદાય આપી, કેવી રીતે 'હરિ'ધ્વનિ કરતા પુત્રો માતાને ઊંચકી લઈ ચાલ્યા, ત્યાર બાદ પુત્રને હાથે આગ. "આગ તે આગ નો'ય, કાંગાલી! એ જ પોતે 'હરિ'! તેનો આકાશ પહોંચતો ધુમાડો તે ધુમાડો નો'ય બેટા, એ જ સરગનો રથ! કાંગાલીચરણ, બાપ મારા!"

"કેમ મા!"

"તારા હાથની આગ જો પામું, બેટા, તો બામણી–માની પેઠે હું પણ સરગે જાઉં."

કાંગાલી અસ્ફુટ સ્વરે માત્ર એટલું જ બોલ્યો, "જા, એવું ન બોલાય."

મા એ શબ્દો સાંભળી જ શકી નહિ હોય. ઊનો નિઃશ્વાસ નાખી બોલવા લાગી, "હલકી જાત કહીને તે વખતે કોઈ ધુતકારી નહિ શકે, દુઃખી કહીને કોઈ અટકાવી નહિ શકે, વાહ! દીકરાના હાથની આગ, રથને આવ્યા વિના છૂટકો જ નહિ!"

છોકરો મોં ઉપર મોં રાખી ભાંગેલે અવાજે બોલ્યો, "તું બોલીશ નહિ મા, બોલીશ નહિ, મને ખૂબ બીક લાગે છે."

મા બોલી, "અને જો કાંગાલી, તારા બાપુને એક વાર તેડી લાવજે, આ જ પ્રમાણે પગે અળતો અને માથે સિંદૂર લગાવીને,—પરંતુ કોણ લગાડશે? તું જ લગાડજે ને કાંગાલી? તું જ મારો દીકરો, તું જ મારી દીકરી, તું જ મારું બધું!" બોલતાં બોલતાં તેણે છોકરાને એકદમ છાતીસરસો ચાંપી દીધો.

## ૩

અભાગીના જીવન-નાટ્યનો છેલ્લો અંક પૂરો થવા આવ્યો. વિસ્તાર કંઈ વધુ ન હતો, સામાન્ય જ. ત્રીશેક વર્ષ આજે પણ પૂરાં થયાં હોય કે ન થયાં હોય; અંત પણ તેવો સામાન્ય રીતે જ આવ્યો. ગામમાં વૈદ્ય હતા નહિ બીજા ગામમાં તેમનું ઘર હતું. કાંગાલી જઈ રો-કકળ કરી પગે પડ્યો, અંતે ગાગર સાનમાં મૂકી તેમને એક રૂપિયો સલામી આપી. વૈદ્યરાજ પધાર્યા નહિ, ચારેક પડીકાં આપ્યાં. શી તેની ખટપટ! ખલ, મધ, આદાનો રસ, તુલસીના પાનનો રસ. કાંગાલીની મા પુત્ર ઉપર ગુસ્સે થઈ બોલી, 'શા માટે તું મને કહ્યા વગર ગાગર સાનમાં મૂકી આવ્યો, બેટા!" હાથ લબાવી પડીકાં હાથમાં લઈ ચૂલામાં ફેંકી દઈ બોલી, "સારી થવાની હઈશ તો એટલાથી જ થઈશ. બાગદી કે ભોઈના ઘરનું કોઈ કદી ઓસડ ખાઈને બચ્યું નથી."

બે ત્રણ દિવસ એમ જ ગયા. પાડોશીઓ ખબર પડતાં જોવા આવ્યા, અને મૂઠના મંત્ર, હરણનું શીંગડું ઘસીને પાવું, ગાંઠાળી કોડી બાળી મધમાં ભેળવી ચટાડવી, વગેરે જેને જે રામબાણ ઔષધ આવડતું હતું તે બતાવી પોતપોતાને કામે ચાલ્યા ગયા; નાનો છોકરો કાંગાલી અત્યંત ગભરાઈ ગયો.

માએ તેને પાસે ખેંચી લઈ કહ્યું, "વૈદ્યરાજની પડીકીથી કશું વળ્યું નહિ, બેટા, તો એમનાં ઓસડિયાંથી શું વળે? હું એમ ને એમ સારી થઈ જઈશ."

કાંગાલી રડીને બોલ્યો, "તેં પડીકાં તો ખાધાં નહિ મા, ચૂલામાં ફેંકી દીધાં. એમ ને એમ તે કોઈ સારું થાય?"

"હું એમ ને એમ સારી થઈ જઈશ તેના કરતાં તું જ બેએક કોળિયા ભાત રાંધીને ખાઈ લે, હું અહીંથી જોઉં છું."

કાંગાલી આ પહેલીવાર આવડત વિનાને હાથે ભાત રાંધવા બેઠો. ના ઓસાવી શક્યો ઓસામણ; ના સારી રીતે પીરસી શક્યો ભાત; તેનો ચૂલો સળગે નહિ,—અંદર પાણી ઊભરાઈ ધુમાડો થાય; ભાત પીરસવા જતાં ચારે બાજુ વેરાઈ જાય; માની આંખ ભરાઈ આવી. પોતે એકવાર ઊઠવાનો પ્રયત્ન કર્યો પરંતુ માથું સીધું કરી શકી નહિ, પથારીમાં ગબડી પડી. ખાવાનું પૂરું થતાં છોકરાને સોડમાં લઈ કેવી રીતે શું કરવું તેનો વિધિપૂર્વક ઉપદેશ આપવા જતાં તેનો ક્ષીણ કંઠ અટકી ગયો, આંખમાંથી માત્ર અવિરત ધારે આંસુ પડવા લાગ્યાં.

ગામનો ઈશ્વર હજામ નાડી જોવાનું કામ જાણતો હતો. બીજે દિવસે સવારે તેણે હાથ જોઈ તેની સામે જ મોં ગંભીર કર્યું, દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો, અને છેવટે માથું ધુણાવી ઊઠી ગયો. કાંગાલીની મા એનો અર્થ સમજી, પરંતુ તેને ભય જ લાગ્યો નહિ. બધા ચાલ્યા ગયા પછી તેણે છોકરાને કહ્યું, "હવે એકવાર તેમને બોલાવી લવાશે ને, બેટા?"

"કોને મા ?"

"એમને સ્તો—જે પેલે ગામ ચાલ્યા ગયા છે"—

કાંગાલી સમજી ગયો અને બોલ્યો, "બાપુને ?"

અભાગી ચૂપ રહી.

કાંગાલી બોલ્યો, "તે શાના આવે, મા !"

અભાગીને પોતાને જ પૂરેપૂરો શક હતો, તો પણ ધીરે ધીરે બોલી, "જઈને કહેજે, મા ફક્ત જરા તમારી ચરણ-રજ માગે છે."

તે તરત જ જવા તૈયાર થયો એટલે માએ તેનો હાથ પકડી લઈ કહ્યું, "જરા રડા-રોળ કરજે, બેટા, કહેજે કે મા જાય છે."

જરા થોભીને પાછી બોલી, "પાછા ફરતી વખતે વાળંદની વહુ પાસેથી જરા અળતો માગી લાવજે કાંગાલી, મારું નામ દેજે એટલે આપશે; મારા ઉપર બહુ વહાલ રાખે છે."

વહાલ તેના ઉપર અનેક જણ રાખતાં હતાં. તાવ આવ્યો ત્યારથી માને મોંએ તેણે આ કેટલાંક વસ્તુઓની વાત એટલી વાર એટલી બધી રીતે સાંભળી હતી કે તે ત્યાંથી જ કાંપતો કાંપતો ચાલી નીકળ્યો.

૪

બીજે દિવસે રસિક બોઈ વખતસર આવી પહોંચ્યો ત્યારે અભાગીને કંઈ ખાસ ભાન ન હતું. મોં ઉપર મરણની છાયા પથરાયેલી હતી, આંખની દૃષ્ટિ આ સંસારનું કામ પતાવી કોણ જાણે ક્યાંયે અજાણ્યા દેશમાં ચાલી ગઈ હતી. કાંગાલી રડીને બોલ્યો, " મા ! બાપુ આવ્યા છે, ચરણરજ લેને ! "

મા કદાચ સમજી હશે, કદાચ નહિ સમજી હોય, અથવા કદાચ તેની ગંભીર સંચિત વાસનાએ સંસ્કારની પેઠે તેની ઊંઘતી ચેતના ઉપર ઘા કર્યો. એ મૃત્યુમાર્ગના યાત્રીએ તેનો અવશ હાથ પથારીની બહાર કાઢી લંબાવ્યો.

રસિક દિગ્મૂઢની પેઠે ઊભો રહ્યો. પૃથ્વી ઉપર તેની પણ ચરણરજની જરૂર છે, એની પણ કોઈ વળી ઇચ્છા કરે, એ તેની કલ્પનાની બહારની વાત હતી. બિંદિની ફોઈ પાસે ઊભી હતી, તે બોલી, " આપો ભાઈ, આપો જરા પગની રજ. " રસિક આગળ વધીને નજીક આવ્યો. જીવતાં જે સ્ત્રીને તેણે પ્રેમ આપ્યો નથી, ખાવાપહેરવાનું આપ્યું નથી, કશી ખબર-અંતર લીધી નથી, તે સ્ત્રીને મરણસમયે ફક્ત પગની રજ આપવા જતાં તે રડી પડયો. રાખાલની મા બોલી, "આવી સતી–લક્ષ્મી બામણ–કાયચને ઘેર ન જન્મતાં અમારા બોઈને

ઘેર શા માટે જન્મ્યાં? પરંતુ હવે એમનું કંઈક ક્રિયા-કરમ કરજો ભાઈ,-કાંગાલીના હાથની આગને લોભે તો એણે જીવ આપ્યો."

અભાગીના અભાગ્યની દેવતાએ આંખ આડે બેસીને શો વિચાર કર્યો તેની તો ખબર નથી, પરન્તુ નાના છોકરા કાંગાલીની છાતીમાં પેસી આ શબ્દોએ જાણે તેને તીરની પેઠે વીંધી નાખ્યો.

તે દિવસે દિવસ તો વીતી ગયો, પહેલી રાત પણ વીતી ગઈ, પરંતુ સવાર સુધી કાંગાલીની મા થોભી ન શકી. કોણ જાણે, આવી હલકી જાતિને માટે પણ સ્વર્ગમાં રથની વ્યવસ્થા છે કે નહિ, કે પછી અંધારામાં પગે ચાલીને જ તેમને રવાના થવું પડે છે. પરન્તુ એટલું તો સમજાયું કે રાત પૂરી થતાં પહેલાં જ આ દુનિયાનો તે ત્યાગ કરી ગઈ હતી.

ઝૂંપડીના આંગણામાં એક બીલીનું ઝાડ હતું. એકાદ કુહાડો માગી લાવી રસિકે તેને ટચકો માર્યો ન માર્યો ત્યાં તો જમીનદારના દરવાને કોણ જાણે ક્યાંથી દોડી આવીને તેના ગાલ ઉપર જોરથી એક લપડાક ચોડી દીધી, કુહાડી ખૂંચવી લઈ બોલ્યો, "સાલા, આ કંઈ તારા બાપનું ઝાડ છે કે કાપવા બેઠો છે?"

રસિક ગાલે હાથ ફેરવવા લાગ્યો, કાંગાલી રડું રડું થઈ જઈ બોલ્યો, "વાહ, એ તો મારી માએ હાથે વાવેલું ઝાડ છે, દરવાનજી, બાપુને ખામૂખા તમે માર્યા શા માટે?"

હિંદુસ્તાની દરવાન તેને પણ એક ન સાંભળી શકાય તેવી ગાળ દઈ મારવા ગયો, પણ તેની માના મડદાને અડીને બેઠો હતો, એટલે અભડાવાની બીકે તેના શરીરે હાથ લગાડ્યો નહિ. બૂમબરાડાથી જરા ભીડ જામી ગઈ. સહુએ કબૂલ કર્યું કે રજા વિના રસિક ઝાડ કાપવા ગયો એ ઠીક ન કર્યું, પણ તેઓ હવે દરવાનજીને પગે પડી વિનંતી કરવા લાગ્યા કે દયા કરી કાપવાની રજા આપો. કારણ, માંદગીમાં જે કોઈ મળવા આવ્યું હતું તે દરેકને હાથ પકડી કાંગાલીની માએ પોતાની છેલ્લી ઇચ્છા જણાવી હતી.

દરવાન ભોળવાઈ જાય તેવો માણસ નહોતો. તેણે હાથ મોં હલાવી જણાવ્યું કે એ બધી ચાલાકી તેની આગળ નહિ ચાલે!

જમીનદાર ગામના માણસ નહોતા, ગામમાં તેમની એક કચેરી હતી, અને ગુમાસ્તા અધરરાય ત્યાંના તેમના કારભારી હતા. બધા લોકો જ્યારે હિંદુસ્તાની આગળ વ્યર્થ કાલાવાલા કરવા લાગ્યા, ત્યારે કાંગાલી ઊંચે શ્વાસે દોડી છેક કચેરીના ઓરડામાં જઈ પહોંચ્યો. તેણે લોકોને મોઢે સાંભળ્યું હતું કે પટાવાળાઓ લાંચ લે છે. તેને દૃઢ વિશ્વાસ હતો કે આટલા મોટા અયોગ્ય અત્યાચારની વાત જો માલિકને કાને નાંખવામાં આવે તો તેનો ઉપાય થયા વિના રહે જ નહિ. એને અનુભવ નહોતો. બંગાળાના જમીનદાર અને તેના કારભારીઓને તે ઓળખતો નહોતો. તરતનો નમાયો બનેલો બાળક શોક

તથા આવેશથી બાવરો બની જઈ છેક ઉપર ચડી આવ્યો હતો. અધરરાય તે જ વખતે સંધ્યાપૂજન તથા થોડોઘણો નાસ્તો કરી બહાર આવ્યા હતા, અચંબા અને ગુસ્સા સાથે બોલ્યા, “કોણ છે?”

“હું કાંગાલી. દરવાનજીએ મારા બાપુને માર્યા.”

“સારુ, કર્યું. હરામજાદાએ મહેસૂલ નહિ ભર્યું હોય!”

કાંગાલી બોલ્યો, “ના બાબુ મશાય, બાપુ ઝાડ કાપતા હતા.—મારી મા મરી ગઈ છે.—” બોલતાં બોલતાં તે રડવું ખાળી શક્યો નહિ.

સવારના પહોરમાં આ રોકકળથી અધરબાબુ અત્યંત ગુસ્સે થઈ ગયા. છોકરો મડદાને અડીને આવ્યો છે. કોણ જાણે અહીંની કશી વસ્તુને અડી તો નહિ પડ્યો હોય! ધમકાવીને બોલ્યા, “મરી ગઈ છે તો જા નીચે જઈને ઊભો રહે, અરે ઓ, કોઈ છે કે, અહીં જરા ગો-મૂતર છાંટી દે. શી નાતનો છોકરો છે તું?”

કાંગાલી ડરતો ડરતો આંગણામાં જઈ ઊભો રહી બોલ્યો, “અમે ભોઈ છીએ.”

અધરબાબુ બોલ્યા, “ભોઈ? ભોઈના મડદાને વળી લાકડાં હોતાં હશે, બોલ જોઉં!”

કાંગલી બોલ્યો, “મા મને આગ દેવાનું કહી ગઈ છે! તમે પૂછી જુઓને બાબુ મશાય, બધાંને કહી ગઈ છે! બધાંએ સાંભળ્યું છે!” માની વાત બોલવા જતાં તેણે ક્ષણે

ક્ષણે કરેલી બધી આજીજી, વિનંતિ એક પળવારમાં યાદ આવતાં તેનો અવાજ જાણે રડવાને લીધે ફાટી જવા લાગ્યો.

અધરબાબુ બોલ્યા, "માને બાળવી હોય તો ઝાડની કિંમત પાંચ રૂપિયા લઈ આવ, જા, લવાશે?"

કાંગાલી જાણતો હતો કે આ વાત અસંભવિત છે. તેને ઓઢાડવાની ચૂંદડી ખરીદવા તેની ભાત ખાવાની પિત્તળની થાળી બિંદિની ફોઈ એક રૂપિયા માટે સાનમાં મૂકવા ગયાં છે, એ તે નજરે જોઈને આવ્યો છે; તેણે ડોકુ ધુણાવી કહ્યું, 'ના'.

અધરબાબુ મોં અત્યંત બગાડી બોલ્યા, "ના, તો માને લઈ જઈ નદીના ખાડામાં ગાડી દે, જા. કોના બાપના ઝાડને તારો બાપ કુહાડો અડાડવા જાય,–પાજી, હતભાગી, નપાટ!"

કાંગાલી બોલ્યો, "પણ એ અમારા આંગણાનું ઝાડ છે, બાબુ મશાય એ તો મારી માએ હાથે રોપેલું ઝાડ છે!"

"હાથે રોપેલું ઝાડ! પાંડે, બેટાનું ગળું પકડી ધક્કા મારી બહાર કાઢી મૂક તો!"

પાંડેએ આવી ગળું પકડી ધક્કો માર્યો, તથા એવું વાકય મોંમાંથી ઉચાર્યું કે જે કેવળ જમીનદારના નોકરો જ બોલી શકે.

કાંગાલી ધૂળ ખંખેરી નાખી ઊઠી ઊભો થયો, ત્યારબાદ ધીમે ધીમે બહાર ચાલ્યો ગયો. તેણે શાથી માર ખાધો, તેનો શો અપરાધ હતો, તે એ છોકરો સમજી જ શક્યો નહિ.

ગુમાસ્તાબાબુના નિર્વિકાર ચિત્તને સહેજ પણ ડાઘ લાગ્યો નહિ. લાગે એમ હોત તો આ નોકરી તેમને મળત નહિ. તે બોલ્યા, "પરેશ, જો તો, એ બેટાનું મહેસૂલ બાકી

નીકળે છે કે નહિ. નીકળતું હોય તો જાળ-બાળ કશું લઈ આવીને રાખી મૂક,—હરામજાદો ભાગીયે જાય."

મુખોપાધ્યાયના ઘરમાં શ્રાદ્ધનો દિવસ છે. વચ્ચે ફક્ત એક જ દિવસ આડો છે. ધામધૂમની તૈયારી ગૃહિણીને છાજે એવી રીતે જ કરવામાં આવે છે. વૃદ્ધ ઠાકુરદાસ જાતે દેખરેખ રાખતા ફરતા હતા. કાંગાલી આવી તેમની સામે ઊભો રહ્યો અને બોલ્યો, "ઠાકુર મ'શાય મારી મા મરી ગઈ છે."

"તું કોણ છે? તારે શું જોઈએ છે?"

"હું કાંગાલી. મા પોતાને બાળવાનું કહી ગઈ છે."

"તો બાળને."

કચેરીનો બનાવ આટલા વખત સુધીમાં મોઢામોઢ બધે ફેલાઈ ગયો હતો. એક જણ બોલ્યો, "અરે એને તો એકાદ ઝાડ જોઈએ છે."—એટલું બોલી તેણે પેલો બનાવ કહી સંભળાવ્યો.

મુખોપાધ્યાય ચકિત તથા ગુસ્સે થઈ બોલ્યા, "વાત તો સાંભળો, અમારે પોતાને જ કેટલાં લાકડાં જોઈએ છે.—કાલ જતાં પરમ દિવસે અવસર છે. જા, જા, અહીં કશું નહિ વળે, અહીં કશું નહિ વળે." એટલું બોલી બીજી બાજુ ચાલ્યા ગયા.

ભટ્ટાચાર્ય મહાશય થોડે દૂર બેસી નોંધ કરતા હતા, તે બોલ્યા, "તમારા લોકમાં ક્યાં કોઈને બાળવામાં આવે છે, અલ્યા? જા, મોં ઉપર એકાદ પૂળો સળગાવી નદીના ભાઠામાં માટી વાળી દેજે."

મુખોપાધ્યાય મહાશયનો મોટો પુત્ર હાંફળોફાંફળો એ રસ્તે

જતો હતો, તેણે કાન ખડા કરી જરા સાંભળી લઈ કહ્યું, "જોયું ને ભટ્ટાચાર્ય મ'શાય, બધાઓને જ સાળાઓને બામણ–કાયચ થવું છે." એવું બોલી કામની ધૂનમાં બીજે ક્યાંક ચાલ્યો ગયો.

કાંગાલીએ હવે આજીજી કરી નહિ. આ બેએક કલાકના અનુભવથી દુનિયામાં તે જાણે બિલકુલ બુઢ્ઢો થઈ ગયો હતો. ચૂપકીથી ધીરે ધીરે તેની મરેલી માની પાસે જઈ ઊભો રહ્યો.

નદીના ભાઠામાં ખાડો ખોદી અભાગીને સુવાડવામાં આવી. રાખાલની માએ કાંગાલીના હાથમાં એક ઘાસનો પૂળો સળગાવી આપી તેના જ હાથ વડે માના મોંને સ્પર્શ કરાવી નાખી દીધો. ત્યારબાદ બધાએ મળીને માટી વાળી દઈ કાંગાલીની માનું છેલ્લું ચિહ્ન લુપ્ત કરી નાંખ્યું.

બધાં જ બીજાં કામમાં રોકાયેલાં હતાં,—ફક્ત પેલા સળગેલા ઘાસના પૂળામાંથી જે થોડો ઘણો ધુમાડો ગૂંછળાં વળતો આકાશમાં ઊંચે જતો હતો તેની જ તરફ પલકારા વિનાની આંખો ઠેરવી કાંગાલી ઊંચી નજરે સ્તબ્ધ થઈ જોઈ રહ્યો.

# હરિલક્ષ્મી

જેને લઈને આ વાર્તાની ઉત્પત્તિ થઈ, તે વાત બહુ ક્ષુદ્ર છે; છતાં એ ક્ષુદ્ર બનાવને લીધે હરિલક્ષ્મીના જીવનમાં જે કાંઈ બની ગયું, તે ક્ષુદ્ર પણ નથી, તુચ્છ પણ નથી. જગતમાં એમ જ બને છે. બેલપુરના બે ભાગીદાર હતા. શાંત નદીકિનારે મોટા જહાજની પાસે માછીના નાના હોડકાની પેઠે બંને એકબીજાને પડખે બંધાયેલા નિર્વિઘ્ને રહેતા હતા. એમાં અકસ્માત્ કોણ જાણે ક્યાંથી ઊડતા વંટોળિયાએ આવી મોજાં ઉછાળી વહાણનું દોરડું તોડી નાંખ્યું. અને એક ક્ષણમાં પેલા ક્ષુદ્ર હોડકાના શી રીતે ભુક્કા ઊડી ગયા, તેનો પત્તો સરખો લાગ્યો નહિ.

બેલપુર તાલુકો કંઈ મોટી મતા નથી. પ્રજા ઉપર બહુ દબાણ કરે તોયે આવક બારેક હજારથી વધતી નથી; પરંતુ સાડા પંદર આનાના ભાગીદાર શિવચરણ આગળ બે પાઈ જેટલા અંશના ભાગીદાર વિપિનવિહારીને જો જહાજ પાસે બાંધેલા હોડકાની ઉપમા આપીએ, તો તેમાં અતિશયોક્તિ કરવાનો અપરાધ કરીએ છીએ એવું અમને નથી લાગતું !

દૂરના તોયે સગા, અને છ સાત પેઢી પહેલાં તો બંનેનો વાસ ભેગો જ હતો. પણ આજે એક જણની ત્રણ માળની હવેલી ગામને માથે ચઢી બેઠી છે; અને બીજાનું જૂનું ઘર દહાડે દિવસે ભૂમિશય્યા લેવા તરફ જ ઢળતું જાય છે.

તો પણ આમ ને આમ જ દિવસો જતા હતા અને વિપિનના બાકીના દિવસો પણ આમ ને આમ જ સુખે દુઃખે કંકાસ વિના જ નીકળી જાત; પણ જે વાદળાને કારણે તોફાન જામ્યું અને બધું ઊંધુંચતું થઈ ગયું, તે આ પ્રમાણે છે :

સાડા પંદર આનાના ભાગીદાર શિવચરણને અચાનક પત્ની-વિયોગ થતાં સગાંવહાલાં કહેવા લાગ્યાં, 'ચાળીસ એકતાળીસ એ કાંઈ વળી ઉમ્મર કહેવાય ! તમે ફરી લગ્ન કરો.' શત્રુ-પક્ષવાળા આ સાંભળીને હસ્યા. કહેવા લાગ્યા,—ચાળીસ તો શિવચરણને ચાળીસ વર્ષ પહેલાં જ પસાર થઈ ગયાં છે, એટલે કે એ વાત સાચી નહોતી. સાચી વાત એ હતી કે મોટા બાબુનું શરીર સુંદર ઊજળા વાનનું અને હૃષ્ટપુષ્ટ હતું, અને તેમના ભરાવદાર મોં ઉપર વાળનું નામ નહોતું. યોગ્ય ઉમરે દાઢી મૂછ ન ઊગે એમાં સગવડ કદાચ કંઈક હશે, પણ અગવડેય પુષ્કળ છે. ઉંમરનો અંદાજ કાઢતી વખતે ઓછી આંકવાનું જેમને મન નથી હોતું, તેઓને વધારે આંકવા જતાં આંકને કયે કોઠે જઈને થોભવું એ જ નક્કી કરવું મુશ્કેલ બની જાય છે. તે ગમે તેમ હો, પૈસાદાર માણસનું કોઈ પણ દેશમાં ઉમરને કારણે લગ્ન અટકતું નથી. બંગાળામાં તો નહિ જ. દોઢેક મહિનો તો શોક–તાપમાં અને હા–ના કરતાં કરતાં ગયો,

ત્યારબાદ હરિલક્ષ્મીને પરણીને શિવચરણ ઘેર લાવ્યો. ખાલી ઘર એક દિવસમાં જ સોળે કળાએ ભરાઈ ઊઠયું, કારણ શત્રુ-પક્ષવાળા ભલે ને ગમે તેમ કહે, પણ વિધાતા પુરુષ ખરે જ શિવચરણ ઉપર આ વખતે ખૂબ ખુશ હતા એ વાત માનવી જ પડશે. પેલા છૂપી રીતે ગુસપુસ કરવા લાગ્યા કે વરની સરખા-મણીમાં નવવધૂની ઉંમર છેક અજુગતી નથી, તો પણ બે એક બાળબચ્ચાં સાથે લઈ ને આવી હોત તો પછી ખોડ-ખાંપણ કાઢવા જેવું કશું જ ન રહેત! તોપણ, તે ખૂબસૂરત હતી, એ વાત તો તેમણે સ્વીકારી. વસ્તુતઃ સામાન્ય રીતે મોટી ગણાતી ઉમર કરતાં પણ હરિલક્ષ્મીની ઉંમર જરા વધારે થઈ ગઈ હતી ઓગણીસથી ઓછી નહિ હોય. તેના પિતા આધુનિક નવા જમાનાના માણુસ હતા. મહેનત લઈને પુત્રીને મોટી ઉંમર સુધી કેળવણી આપી મૅટ્રિક પાસ કરાવી હતી. તેમની ઇચ્છા જુદી હતી. માત્ર વેપાર પડી ભાંગવાથી એકાએક નબળો દહાડો આવવાને લીધે જ આ સુપાત્રને કન્યા આપવાની ફરજ પડી હતી.

હરિલક્ષ્મી શહેરની છોકરી હતી એટલે સ્વામીને બે ચાર દિવસમાં જ ઓળખી ગઈ. તેને મુશ્કેલી એ આવી કે, સગાં-વહાલાં અને અનેક દાસદાસીઓથી ભરેલા એ મોટા કુટુંબમાં તે મોકળે મને કોઈની પણ સાથે ભળી શકી નહિ. પેલી તરફ શિવચરણના પ્રેમનો તો કંઈ પાર રહ્યો નહિ. કેવળ "વૃદ્ધસ્ય તરુણી ભાર્યા" હતી એ કારણે જ નહિ, પણ તેને મન તો જાણે કોઈ ભારે અમૂલો ભંડાર હાથ આવ્યો. ઘરનાં સગાં-

સંબંધી સ્ત્રી પુરુષોને પણ કેવી રીતે, શું કરીને હરિલક્ષ્મીનું મન જોગવવું તેની સૂઝ પડી નહિ. એક વાત તેને વારંવાર સાંભળવા મળતી, 'હવે મઝલી વહુને મોઢે મેશ ચોપડાઈ. રૂપમાં શું કે ગુણમાં શું કે વિદ્યા-બુદ્ધિમાં શું, આટલે દિવસે તેનું અભિમાન ઊતર્યું.' પરંતુ આટઆટલું કરવા છતાંય વાત સીધી ઊતરી નહિ. બે એક મહિનામાં હરિલક્ષ્મી માંદા પડી. આ માંદગી દરમ્યાન જ એક દિવસ મઝલી-વહુનો મેળાપ થયો. તે વિપિનની વહુ થાય મોટા ઘરની નવી વહુને તાવ આવ્યાનું સાંભળી તે જોવા આવી હતી. ઉંમરે કદાચ બે ત્રણ વર્ષે મોટી હશે; તે સુંદર હતી એ વાત હરિલક્ષ્મીએ મનમાં મનમાં કબૂલ કરી. પરંતુ આટલી ઉંમરમાં ગરીબાઈના ભીષણ ચાબખાના સોળ તેને આખે શરીરે સ્પષ્ટ દેખાઈ આવતા હતા. સાથે છએક વર્ષનો એક છોકરો હતો, તે પણ માંદલો. હરિલક્ષ્મી પથારીને એક છેડે પ્રેમપૂર્વક બેસવાનું સ્થાન આપી ક્ષણવાર ચૂપકીથી મીટ માંડી જોવા લાગી. હાથમાં એકાદ બે સોનાની ચૂડી સિવાય બીજું કશું ઘરેણું નહોતું. શરીર પર જરા મેલું, લાલ કિનારનું ધોતિયું હતું. કદાચ તેના સ્વામીનું જ હશે. ગામડાની રીત પ્રમાણે છોકરો નાગોપૂગો ન હતો, તેને પણ કમરે એક શેફાલિના ફૂલની ભાતવાળી ટૂંકી પોતડી પહેરાવેલી હતી.

હરિલક્ષ્મી તેનો હાથ ખેંચી લઈ ધીરેધીરે બોલી, "સારું થયું કે તાવ આવ્યો, એ બહાને આપનાં દર્શન તો થયાં. પરંતુ સગાઈએ તો હું જેઠાણી થાઉં, મઝલી-વહુ, મેં

સાંભળ્યું છે કે મઝલા દિયેરજી એમના કરતાં ઉંમરે ઘણા નાના છે."

મઝલી-વહુ હસતે મોંએ બોલી, "સગાઈ સંબંધમાં જે નાનું હોય તેને વળી કોઈ 'આપ' કહીને બોલાવતું હશે, દિદિ?"

હરિલક્ષ્મી બોલી, "પહેલો દિવસ, એટલે બોલી, નહિ તો હું 'આપ' કહું એવી નથી. પરંતુ તેથી કરીને તમે પણ મને દિદિ× કહીને બોલાવશો નહિ—મારાથી એ સહન નહિ થાય. મારું નામ લક્ષ્મી છે."

મઝલી-વહુ બોલી, "નામ કહેવું પડે એમ નથી, દિદિ, આપને જોતાં જ ખબર પડી જાય છે. અને મારું નામ કોણ જાણે કોણે મશ્કરી કરીને કમલા પાડ્યું છે." એટલું કહી તે કૌતુકપૂર્વક માત્ર જરા હસી.

હરિલક્ષ્મીને પણ થયું કે હું પણ સામો જવાબ દઉં કે તમને પણ જોતાં વેંત જ તમારું નામ જાણી જવાય. પરંતુ અનુકરણ જેવું લાગવાની બીકે તેનાથી બોલાયું નહિ. તેણે કહ્યું, "આપણા નામનો અર્થ એક છે. પણ મઝલી-વહુ, હું તમને 'તમે' કહી શકી, તમે ન કહી શક્યાં."

મઝલી-વહુએ હસતાં હસતાં જવાબ આપ્યો, "એકદમ નચે કહેવાય, દિદિ, એક ઉંમર સિવાય બધી બાબતમાં આપ જ મારાથી મોટાં છો. જવા દોને બે દિવસ; જરૂર હશે તો બદલી નાખતાં શી વાર?"

---

×મોટી બહેન.

હરિલક્ષ્મીને એકદમ એનો જવાબ જડ્યો નહિ. પરંતુ તે મનમાં સમજી કે એ સ્ત્રી પહેલા દિવસના પરિચયને ગાઢ સંબંધમાં પરિણત કરવા માગતી નથી. પરંતુ કંઈક બોલે તે પહેલાં જ મઝલી–વહુ ઊઠવાની તૈયારી કરી બોલી, "હવે ત્યારે ઊઠું, દિદિ, કાલે ફરી—"

લક્ષ્મી આશ્ચર્યચકિત થઈ બોલી, "એટલામાં જ જવાનું કેવું? જરા બેસો."

મઝલી–વહુ બોલી, "આપે હુકમ કર્યો એટલે બેસવું જ જોઈએ, પણ આજે તો જાઉં, દિદિ, તેમને આવવાનો વખત થયો." એટલું બોલી તે ઊઠી ઊભી થઈ, તથા છોકરાનો હાથ પકડી જતા પહેલાં હસતે મોંએ બોલી, "જાઉં છું, દિદિ, કાલે જરા વહેલી આવીશ, બસ?" એટલું બોલી ધીરેધીરે બહાર ચાલી ગઈ.

વિપિનની સ્ત્રી ચાલી ગયા બાદ હરિલક્ષ્મી એ દિશામાં જ નજર કરી ચૂપચાપ પડી રહી. અત્યારે તાવ હતો નહિ, પણ સુસ્તી હતી. તોપણ થોડીવાર માટે તે બધું ભૂલી ગઈ. આટલા દિવસ આખા ગામની કેટલી વહુવારુઓ આવી હતી તેની ગણતરી ન હતી, પરંતુ પાસેના ઘરની દરિદ્ર કુટું-બની આ વહુ સાથે તો એમની સરખામણી પણ ન થાય. પેલાં તો ચાહી કરીને આવ્યાં હતાં, ઊઠવાનું મન જ કરે નહિ અને જો બેસવાનું કહો તો તો વાત જ શી! અને શી તેમની નિર્લજ્જતા, કેટલી વાચાળતા અને તેનું મન ખુશ

કરવા માટે કેવા અને કેટલા શરમાવે એવા પ્રયત્નો ? તેના અકળાઈ રહેલા મને કેટલીકવાર બળવો પણ કર્યો હતો, પણ એઓમાંથી જ એકાએક કોણ આવીને તેની રોગશય્યા ઉપર થોડીક ક્ષણ માટે પોતાનો પરિચય આપી ગયું ? તેના બાપના ઘરની વાત પૂછવાનો વખત મળ્યો નહોતો, પરંતુ પૂછ્યા વિના જ લક્ષ્મી કોણ જાણે કેમ કરીને સમજી ગઈ કે તે તેની પેઠે કલકત્તાની છોકરી કદી ન હોય.

ગામમાં વાંચતાં લખતાં આવડે છે એવી વિપિનની સ્ત્રીની ખ્યાતિ હતી. લક્ષ્મીએ ધાર્યું કે ઘણું કરીને બહુ બહુ તો રાગડા કાઢી રામાયણ મહાભારત વાંચી શકતી હશે. પરંતુ એથી વધારે નહિ હોય. જે બાપે વિપિનના જેવા દીન દુઃખીને દીકરી દીધી તેણે કંઈ ખાસ માસ્તર રાખી નિશાળે ભણાવેલી પાસ કરાવેલી છોકરી આપી નહિ હોય. તે ઊજળા શ્યામ રંગની હતી. ગોરી ન કહેવાય. પરંતુ રૂપની વાત છોડી દઈ એ તો પણ કેળવણી, સંસર્ગ કે સ્થિતિ—કોઈ પણ બાબતમાં વિપિનની સ્ત્રી તેની બરોબરી કરી શકે એમ નહોતું. પરંતુ એક બાબતમાં લક્ષ્મીને પોતાની જાત જાણે ઊતરતી લાગી, તે તેનો કંઠસ્વર. બરાબર સંગીત જેવો, અને બોલવાની ઢબ પણ જાણે તદ્દન મધથી ભરેલી; જરા પણ અસ્પષ્ટતા નહિ. બધી વાત જાણે તે ઘેરથી મોઢે કરીને આવી હોય એવી સ્વાભાવિક. પરંતુ બધા કરતાં જે વસ્તુ તેને વધુ ખૂંચી તે તો એ સ્ત્રીનું અતડાપણું. તે પોતે ગરીબ ઘરની વહુ હતી એ વાત એણે મોઢે બોલ્યા વિના પણ એવી રીતે જણાવી દીધી હતી

કે જાણે એ જ સ્થિતિ તેને સ્વાભાવિક હતી, જાણે એ સિવાય કાંઈ તેને કોઈ રીતે શોભત નહિ. દરિદ્ર પણ કંગાલ નહિ. એક કુટુંબની વહુ કોઈ એક જણની બીમારીને કારણે જેમ કોઈ ખબર કાઢવા આવે એમ આવી હતી એથી વિશેષ લેશ પણ બીજો ઉદ્દેશ હતો નહિ. સાંજ પછી સ્વામી જોવા આવ્યા ત્યારે હરિલક્ષ્મીએ કેટલીક વાતો કર્યા પછી કહ્યું, "આજ પેલા ઘરનાં મઝલી–વહુને જોયાં."

શિવચરણે કહ્યું, "કોને ? વિપિનની વહુને ?"

લક્ષ્મીએ કહ્યું, "હા, મારું સદ્ભાગ્ય કે આટલા વખત પછી મને જાતે જ જોવા આવ્યાં. પરંતુ પાંચેક મિનિટથી વધુ બેસી શક્યાં નહિ, કામ છે કહીને ઊઠી ગયાં."

શિવચરણે કહ્યું, "કામ ? અરે એમને તે દાસી છે કે ચાકર છે ? વાસણ માંજવાથી માંડીને હાંલ્લી ઉતારવા સુધી— જરા તારી પેઠે સૂતાં સૂતાં આરામમાં દિવસ કાઢી તો જુએ ? એક લોટો પાણી સુધ્ધાં તારે તો જાતે લઈ ને પીવું પડતું નથી."

પોતાને વિષે આવો અભિપ્રાય હરિલક્ષ્મીને બહુ ખરાબ લાગ્યો. પરંતુ એ શબ્દો તેની વડાઈ કરવા ખાતર જ ઉચ્ચારાયા હતા, નહિ કે તેની નિંદા કરવા એમ માની તેણે ગુસ્સો કર્યો નહિ. તે બોલી, "કહે છે કે મઝલી–વહુને ગુમાન બહુ છે. ઘર છોડી ક્યાંય જતાં નથી ?"

શિવચરણ બોલ્યો, "જાય ક્યાંથી ? હાથમાં એક બે ચૂડી સિવાય બીજું કશું જ નથી. શરમની મારી મોં દેખાડી શકતી નથી !"

હરિલક્ષ્મી જરા હસીને બોલી, "શરમ કોની? ગામના લોક શું તેમને શરીરે જડાઉ ઘરેણાં જોવાને આતુર થઈ ગયા છે કે જોવા ન મળે તો ફિટકાર વરસાવે?"

શિવચરણ બોલ્યો, "જડાઉ ઘરેણાં મેં તને જે આપ્યાં છે, તે ઘરેણાં કયા સાળાના બેટાએ નજરે પણ દેખ્યાં છે? બૈરીને આજ સુધી બે એક ચૂડી સિવાય બીજું કંઈ ઘડાવી શક્યો નથી! બાપુ! કલદારની કરામત અગમ્ય છે. ખાસડું મારીને—"

હરિલક્ષ્મીને દુઃખ થયું. તે અતિશય શરમાઈ જઈ બોલી, "છિ, છિ, આ બધું તમે શું બોલો છો?"

શિવચરણ બોલ્યો, "ના ના. મારી પાસે કશું ઢાંકવા છુપાવવાનું ન મળે. જે બોલું તે ખુલ્લે ખુલ્લી વાત."

હરિલક્ષ્મી જવાબ આપ્યા વિના આંખ મીંચી સૂઈ રહી. બોલવાનું હોય પણ શું? આ લોકો નબળા માણસની વિરુદ્ધમાં અત્યંત અપ્રિય શબ્દો કઠોર અને કર્કશ રીતે બોલવા એને જ સ્પષ્ટવાદિતા માને છે! શિવચરણ શાંત પડ્યો નહિ, બોલવા લાગ્યો, "લગન કરવા પાંચસો રૂપિયા વ્યાજે લઈ ગયો છે; તે વ્યાજ અને મુદ્દલ મળી સાતસો આઠસો થઈ ગયા છે, તેનો ખ્યાલ છે? ગરીબ થઈ એક ખૂણે પડી રહેવું હોય તો રહે, નહિ તો મરજીમાં આવે તો કાન પકડી હાંકી કાઢી શકું એમ છું. નોકરડી થવાની લાયકાત નહિ, ને મારા ઘરનાંની આગળ ગુમાન?"

હરિલક્ષ્મી પાસું ફેરવી સૂઈ ગઈ. બીમારી ઉપરાંત ચીડ

અને લજ્જાથી તેનું આખું શરીર જાણે સણસણી ઊઠયું.

બીજે દિવસે બપોરે ઓરડામાં ધીમો અવાજ થતાં હરિ-લક્ષ્મીએ આંખ ઉઘાડી જોયું તો, વિપિનની સ્ત્રી બહાર જતી હતી. બોલાવીને કહ્યું, "મઝલી-વહુ, કેમ ચાલ્યાં ?"

મઝલી-વહુ શરમાઈ જઈ પાછી ફરી બોલી, "મેં ધાર્યું કે આપ ઊંઘી ગયાં છો. આજ કેમ છે, દિદિ?"

હરિલક્ષ્મીએ કહ્યું, "આજ ઘણું સારું છે. કેમ, તમારા છોકરાને લાવ્યાં નહિ ?"

મઝલી-વહુ બોલી, "આજે તે એકાએક ઊંઘી ગયો, દિદિ."

"એકાએક ઊંઘી ગયો એટલે શું ?"

"અભ્યાસ બગડે એટલા માટે હું એને દિવસે બહુ ઊંઘવા દેતી નથી, દિદિ."

હરિલક્ષ્મીએ પૂછ્યું, "બપોરે તડકામાં તોફાન કરતો રખડયા કરતો નથી ?"

મઝલી-વહુએ કહ્યું, "રખડે તો છેસ્તો ? પણ ઊંઘવા કરતાં તો બલ્કે એ સારું."

"તમે પોતે ઊંઘતાં નથી, નહિ ?"

મઝલી-વહુએ હસતે મોઢે માથું ધુણાવી કહ્યું, "ના."

હરિલક્ષ્મીએ માન્યું હતું કે સ્ત્રીઓના સ્વભાવ પ્રમાણે હમણાં કદાચ તે પોતાને વખત નથી મળતો કહી કામની મોટી યાદી આપવા બેસશે; પરંતુ એણે એવું કશું કર્યું નહિ. ત્યારબાદ બીજી વાતો ચાલી. વાત વાતમાં હરિલક્ષ્મીએ પોતાના બાપના

ઘરની વાત, ભાઈ બહેનની વાત, માસ્તર મહાશયની વાત, નિશાળની વાત, એટલું જ નહિ પણ પોતાના મેટ્રિક પાસ થયાની વાત પણ કરી નાખી. બહુ વારે જ્યારે તે સાવધાન થઈ ત્યારે ચોખ્ખે ચોખ્ખું જોઈ શકી કે શ્રોતા તરીકે મઝલી-વહુ ગમે તેટલી સારી હોય, પરંતુ વક્તા તરીકે બિલકુલ જ નકામી. પોતાની વાત એણે ભાગ્યે જ કંઈક કરી. આથી શરૂઆતમાં તો લક્ષ્મીને શરમ આવવા લાગી. પરંતુ તે જ વખતે તેને થયું કે મારી આગળ વાત કરવા જેવું એની પાસે છે પણ શું ? પરંતુ ગઈ કાલે એ વહુની વિરુદ્ધમાં એનું મન જેટલું અપ્રસન્ન થઈ ગયું હતું, તેટલો જ ભારે સંતોષ પણ આજે થયો.

ભીંત ઉપરની કીમતી ઘડિયાળમાં વાજિંત્રના જેવા રણકા કરતા ત્રણ ટકોરા થયા.

મઝલી-વહુએ ઊઠીને ઊભા થઈ વિનયપૂર્વક કહ્યું, "દિદિ, આજે તો ત્યારે હું જાઉં."

લક્ષ્મી સકૌતુક બોલી, "તમારે તો બહેન ત્રણ વાગ્યા લગી જ છૂટી હોય છે કે શું ? દિયરજી ઘડિયાળને ટકોરે ઘેર આવે છે કે શું ?"

મઝલી-વહુએ કહ્યું, " આજે એ ઘેર જ છે."

" આજે કેમ ત્યારે વધારે બેસતાં નથી ? "

મઝલી-વહુ બેઠી નહિ. આસ્તે આસ્તે બોલી, " દિદિ, આપ કેટલાં કેળવાયેલાં, કેટલાં ભણેલાંગણેલાં ને હું ગામડાં ગામની—"

"તમારા બાપનું ઘર ગામડામાં આવ્યું લાગે છે ?"

"હા. દિદિ, તદ્દન ખૂંટ ગામડામાં. વણ્ સમજ્યે કાલ મારાથી શુંનું શું બોલાઈ ગયું, પણ અપમાન કરવાને ઇરાદે નહિ, આપ મને કહેશો તે સોગન ખાઈને–દિદિ–"

હરિલક્ષ્મીએ આશ્ચર્ય પામી કહ્યું, "એ શું, મઝલી–વહુ ? તમે તો મને એવો એકે શબ્દ પણ કહ્યો નથી !"

મઝલી–વહુ એના જવાબમાં કશું પણ બોલી નહિ. પરંતુ, "જાઉં" કહીને ફરીથી વિદાય લઈને જ્યારે તે ધીરે ધીરે બહાર ચાલી ગઈ, ત્યારે એના કંઠનો અવાજ જાણે એકદમ જુદી જ જાતનો સંભળાયો.

રાતે શિવચરણ જ્યારે ઓરડીમાં પેઠો, ત્યારે હરિલક્ષ્મી ચૂપચાપ સૂતેલી હતી. મઝલી–વહુના છેવટના શબ્દો એને હવે યાદ ન હતા. શરીર પહેલાં કરતાં સ્વસ્થ અને મન પણ શાંત અને પ્રસન્ન હતું.

શિવચરણે પૂછ્યું, ' કેમ છો, મોટાં–વહુ ?"

લક્ષ્મીએ ઊઠીને બેઠાં થઈ કહ્યું, "સારું છે."

શિવચરણે કહ્યું, "સવારની વાત તો જાણો છો ને ? કરમફૂટચાને બોલાવી મગાવીને બધાની સામે એવો તો ખખડાવી નાખ્યો છે કે આખા જનમારામાં ભૂલવાનો નથી. હું બેલપુરનો શિવચરણ ! હોં !"

હરિલક્ષ્મીએ ભયપૂર્વક પૂછ્યું, "કોને ?"

શિવચરણે કહ્યું, "વિપનાને બોલાવીને કહી દીધું કે તારી

બૈરી મારાં ઘરનાંની આગળ ગુમાન કરીને એનું અપમાન કરી જાય એટલી બધી એની ગુસ્તાખી? પાજી, નપાટ, હલકા ઘરની છોકરી? તેનું માથું મૂંડાવી, ઉપર છાશ રેડી, ગધેડે બેસાડીને ગામની બહાર કઢાવી મૂકી શકું એમ છું, જાણે છે?"

હરિલક્ષ્મીનું માંદગીથી ઊતરી ગયેલું મોઢું એકદમ ફિક્કું પડી ગયું—"કહો છો શું આ?"

શિવચરણ પોતાની છાતી ઉપર હાથ ઠોકીને બોલવા લાગ્યો, "આ ગામમાં ન્યાયાધીશ કહો, મૅજિસ્ટ્રેટ કહો, કે દારોગો પોલીસ કહો, બધું આ બંદા! આ જ બંદા! મરણ ને જીવન આ હાથમાં. તું કહેજે, જો કાલે વિપિનની વહુ આવીને તારે પગે ના પડે, તો હું લાડુ ચૌધરીનો દીકરો નહિ! હું–"

વિપિનની વહુને બધાંની આગળ અપમાનિત કરવાનાં અને હલકી પાડવાનાં વર્ણન અને વ્યાખ્યાનમાં લાડુ ચૌધરીના દીકરાએ અપશબ્દો અને ગાળોની કાંઈ હદ રાખી નહિ. અને તેની જ સામે સ્થિર આંખોએ એકીટસે જોઈ રહેલી હરિલક્ષ્મીને થવા લાગ્યું, 'ધરતીમાતા મારગ આપો.'

## ૨

બીજી વારની જુવાન પત્નીનું શરીર સાચવવાને માટે શિવચરણ માત્ર પોતાની દેહ સિવાય બીજું બધું જ આપી શકે એમ હતું. હરિલક્ષ્મીનું શરીર બેલપુરમાં સુધર્યું નહિ, ડાકટરે હવાફેર કરવાની સલાહ આપી. શિવચરણે સાડાપંદર આનાને છાજે એવી ધામધૂમ કરી હવાફેર કરવા જવાની તૈયારી કરી. મુસાફરીને શુભ દિવસે ગામના લોક ઊલટી પડ્યા. આવ્યાં નહિ માત્ર વિપિન અને તેની સ્ત્રી. બહાર શિવચરણ ન બોલવાનું બોલવા લાગ્યો, અને અંદર મોટાં ફોઈ આકરાં થઈ ગયાં. બહાર પણ હાજી-હા કરનાર લોકોનો તોટો ન હતો. અંતઃપુરમાં પણ ફોઈઓની ચિચિયારીમાં સૂર પુરાવવા પૂરતાં સ્ત્રીપુરુષો ભેગાં થયાં હતાં. કશું જ બોલી નહિ માત્ર હરિલક્ષ્મી. મઝલી-વહુ પ્રત્યે તેનો ક્ષોભ અને રીસ બીજા કોઈના કરતાં કંઈ ઓછાં ન હતાં. મનમાં મનમાં તે બોલવા લાગી, મારા અસભ્ય સ્વામીએ ગમે તેટલો અન્યાય કર્યો હોય પણ મેં પોતે તો કશો કર્યો નથી. પરંતુ

આજે ઘરની અને બહારની જે બધી સ્ત્રીઓ ચિચિયારી કરી રહી હતી, તેમની સાથે કોઈ પણ રીતે અવાજ ભેળવતાં તેને ઘૃણા થવા લાગી. જતાં જતાં રસ્તે પાલખીનો પડદો સરકાવીને લક્ષ્મી આતુર નયને વિપિનના જીર્ણ ઘરની બારી તરફ જોઈ રહી, પરંતુ કોઈનો પડછાયો પણ તેની નજરે પડ્યો નહિ.

કાશીમાં ઘર રાખવામાં આવ્યું હતું. ત્યાંનાં હવાપાણીના ગુણથી ભાંગી ગયેલી તબિયત પાછી મેળવતાં લક્ષ્મીને બહુ દિવસ થયા નહિ. ચારેક મહિના પછી જ્યારે તે પાછી આવી ત્યારે તેના દેહની કાંતિ જોઈને સ્ત્રીઓની ગુપ્ત ઈર્ષ્યાનો પાર રહ્યો નહિ.

હેમંત ઋતુ આવી પહોંચી છે. બપોરની વખતે મઝલી–વહુ લાંબા વખતના બીમાર સ્વામીને માટે એક ઊનનો ગલપટો ગૂંથતી હતી. પાસે બેઠો બેઠો છોકરો રમતો હતો. તેની નજર પડતાં તે કલબલ કરી ઊઠ્યો, "બા, કાકી આવ્યાં."

માએ હાથમાંનું કામ મૂકી દઈને ઉતાવળે ઉતાવળે નમસ્કાર કરીને આસન પાથરી આપ્યું. હસતે મોઢે પૂછ્યું : "શરીર સારું થઈ ગયું, દિદિ!"

લક્ષ્મીએ કહ્યું, "હા, થયું છે, પણ કદાચ નયે થાત, પાછી નયે આવી હોત. એમ છતાં જતી વખતે તમે એક વખત તપાસ પણ કરી નહિ. આખો રસ્તો તમારી બારી તરફ જોતી જોતી ગઈ, જરા પડછાયો સરખોયે નજરે પડ્યો નહિ. બીમાર બહેન ચાલી જાય છે, છતાં જરા સરખી લાગણી પણ

થઈ નહિ, મઝલી–વહુ ? એવાં પથ્થર જેવાં છો તમે ?"

મઝલી–વહુની આંખ ભરાઈ આવી, પરંતુ એણે કશો ઉત્તર આપ્યો નહિ. લક્ષ્મી બોલી, "મારો બીજો ગમે તે વાંક હશે, પણ મઝલી–વહુ, તમારા જેવું કઠણ હૃદય મારું નથી. ન કરે નારાયણ — પણ એવે વખતે તમને મળવા આવ્યા વિના મારાથી રહેવાત નહિ." મઝલી–વહુએ આ ફરિયાદનો પણ કશો જવાબ આપ્યો નહિ. ગુપચુપ ઊભી રહી.

લક્ષ્મી પહેલાં કદી પણ આવી નહોતી. આજે પહેલી જ વાર આ ઘરમાં પ્રવેશ કર્યો હતો. ઓરડે ઓરડા ચાલી ફરીને જોવા લાગી. સો વરસનું જૂનું પુરાણું ઘર,—માત્ર ત્રણ ઓરડા જ જેમ તેમ કરી રહેવાના કામમાં આવે એવા રહ્યા હતા. દરિદ્રનું રહેઠાણ,—સરસામાન નહોતો એમ કહીએ તોય ચાલે. બધેથી ચૂનો ખરી પડ્યો હતો, ફરી સમરાવવાની શક્તિ નહોતી. છતાં પણ નકામો કચરોફૂટો ક્યાંય નહોતો. નાનું બિછાનું ચકચકાટ મારતું હતું. બેચાર દેવદેવીઓની છબીઓ લટકાવેલી હતી. ઉપરાંત ત્યાં મઝલી-વહુના હાથની વિવિધ પ્રકારની કળા–કારીગરી પણ હતી. મોટે ભાગે ઊન–દોરાનું જ ગૂંથણ હતું, પરંતુ તે શિખાઉના હાથની લાલ ચાંચવાળા લીલા રંગના પોપટની કે પચરંગી બિલાડીની આકૃતિઓ નહોતી, કે કીમતી ફ્રેમમાં મઢાવેલા લાલ, લીલા, વાદળી, ભૂખરા, ભૂરા વિવિધ રંગો વડે ઊનના ગૂંથેલા "વેલ કમ" "પધારો, બેસો" અથવા જોડણીની ભૂલવાળા ગીતાના

શ્લોકાર્ધ પણ નહોતા. લક્ષ્મીએ વિસ્મયપૂર્વક પૂછ્યું, " આ કોની છબી, મઝલી-વહુ, જાણે પરિચિત હોય એવું લાગે છે ?"

મઝલી-વહુએ લજ્જા સહિત હસીને કહ્યું, "એ તો તિલક-મહારાજની છબી જોઈને ગૂંથણમાં ઉતારવાનો પ્રયત્ન કરતી હતી, દિદિ, પણ કશું થયું નહિ." એમ કહીને એણે સામેની દીવાલ ઉપર ટીંગાડેલી ભારતના કૌસ્તુભ, મહાવીર તિલક-મહારાજની છબી આંગળી વડે બતાવી.

લક્ષ્મી બહુવાર સુધી એની જ તરફ જોઈ રહીને આસ્તે આસ્તે બોલી, " ઓળખી ન શકી, એ મારો જ દોષ છે, મઝલી-વહુ, તમારો નથી. મને શીખવશો, બહેન ? આ કળા જો શીખી શકું તો તમને ગુરુ તરીકે ગણવામાં મને વાંધો નથી."

મઝલી-વહુ હસવા લાગી. તે દિવસ ત્રણ ચાર કલાક પછી સાંજને વખતે જ્યારે લક્ષ્મી ઘેર પાછી ગઈ ત્યારે એ વાત નક્કી કરતી ગઈ કે કાલ સવારથી એ ગૂંથણકામ શીખવા આવશે.

આવવા પણ લાગી, પરંતુ દશ પંદર દિવસમાં સ્પષ્ટ સમજી ગઈ કે એ વિદ્યા માત્ર અઘરી નથી, આવડતાં પણ ખૂબ લાંબો સમય લાગે એમ છે. એક દિવસે લક્ષ્મીએ કહ્યું, "કેમ મઝલી-વહુ, તમે મને કાળજીપૂર્વક શીખવતાં નથી ?"

મઝલી-વહુ બોલી, "બહુ વખત લાગશે, દિદિ, બલ્કે તેના કરતાં આપ બીજું બધું ગૂંથવાનું શીખો."

લક્ષ્મી મનમાં ને મનમાં ચિડાઈ પણ તે છુપાવી રાખી તેણે પૂછ્યું, "તમને શીખતાં કેટલા દિવસ લાગ્યા હતા, મઝલી-વહુ ?"

મઝલી-વહુએ જવાબ આપ્યો, "મને તો કોઈએ શીખવ્યું નથી, દિદિ, મારી મેળે મથી મથીને જરાતરા–"

લક્ષ્મીએ કહ્યું, "એટલે જ તો, નહિ તો બીજાની પાસે શીખવા ગયાં હોત તો તમને પણ વખતની ગણતરી રહેત."

મોઢે ગમે તેમ કહે પણ મનમાં ને મનમાં એ નિઃસંદેહ સમજતી હતી કે સ્મૃતિ અને તીક્ષ્ણ બુદ્ધિમાં મઝલી-વહુની બરોબરી એ કરી શકે એમ નથી. આજે તેનું શીખવાનું કામ આગળ ચાલ્યું નહિ અને વખત થવાની બહુ પહેલાં જ સોય, દોરો તથા નમૂનો વીંટી કરીને તે ઘેર ચાલી ગઈ. બીજે દિવસે આવી નહિ. અને આ પહેલી જ વાર રોજની હાજરીમાં ખાડો પડ્યો.

ચારેક દિવસ પછી ફરીથી એક દિવસ હરિલક્ષ્મી તેના સોયદોરાની પેટી હાથમાં લઈને પેલે ઘેર જઈ પહોંચ્યા. મઝલી-વહુ તેના છોકરાને રામાયણમાંથી ચિત્રો દેખાડી દેખાડીને વાત કહેતી હતી. તેણે આદરપૂર્વક ઊઠીને આસન પાથરી આપ્યું. તેણે ખિન્ન કંઠે પૂછ્યું, "બે ત્રણ દિવસ આવ્યાં નહિ તે આપનું શરીર સારું ન હતું કે શું ?"

લક્ષ્મીએ ગંભીર થઈ કહ્યું, "ના, એમ જ પાંચ છ દિવસ અવાયું નહિ."

મઝલી-વહુએ આશ્ચર્ય બતાવી કહ્યું, "પાંચ છ દિવસ ન આવ્યાં? હશે કદાચ, પણ આજે તો પછી બે કલાક વધારે રહીને ગેરહાજરીનું સાટું વાળવું જોઈએ."

લક્ષ્મી બોલી, "હેં, પણ હું જો માંદી જ પડી હોત તો— મઝલી-વહુ તમારે એક વખત તપાસ તો કરી જવી જોઈતી હતી?"

મઝલી-વહુ શરમાઈને બોલી, "કરવી તો જોઈતી જ હતી, પણ ઘરમાં પાર વિનાનું કામ—એકલી પંડ, કોને વળી મોકલું, બોલો! ગમે તેમ પણ ભૂલ થઈ એટલું તો કબૂલ કરું છું, દિદિ."

લક્ષ્મી મનમાં મનમાં આનંદ પામી. આ કેટલાક દિવસ તે અત્યન્ત અભિમાનને લીધે આવી શકી ન હતી તેમ છતાં રાત દિવસ જાઉં જાઉં કરવામાં જ વીત્યાં હતાં. આ મઝલી-વહુ સિવાય માત્ર ઘરમાં જ નહિ પણ આખા ગામમાંય બીજું કોઈ એવું ન હતું જેની સાથે એ મોકળે મને ભળી શકે. છોકરો તલ્લીન થઈ ચિત્રો જોતો હતો. હરિલક્ષ્મીએ તેને બોલાવી કહ્યું, "નિખિલ, પાસે આવ તો, ભાઈ." તે પાસે આવ્યો એટલે લક્ષ્મીએ પેટી ઉઘાડીને એક સેરનો સોનાનો હાર તેના ગળામાં પહેરાવી દઈ કહ્યું, "જા, રમ્યા કર."

માનું મુખ ગંભીર થઈ ગયું. તેણે પૂછ્યું, "આપે એ આપી દીધો કે શું?"

લક્ષ્મીએ હસતે મોઢે જવાબ આપ્યો, "આપી દીધો નહિ તો?"

મઝલી–વહુએ કહ્યું, "આપે તો આપ્યો પણ એ લેશે શાનો!"

લક્ષ્મી ઝંખવાણી પડી બોલી, "મોટી કાકી શું એક હાર પણ ન આપી શકે?"

મઝલી–વહુ બોલી, "એ ન જાણું, દિદિ, પણ એટલું જરૂર જાણું છું કે, હું મા થઈને પણ લાવી આપી શકતી નથી. નિખિલ, એ કાઢી નાખીને તારાં જેઠાઈમાને આપી દે, દિદિ, અમે ગરીબ છીએ પણ ભિખારી નથી. ગમે તે કોઈ કીમતી ચીજ એકદમ મળી જતાં બે હાથ લાંબા કરી લઈ લઈએ એવાં નથી."

લક્ષ્મી સ્તબ્ધ થઈ બેસી રહી. આજ પણ એના મનમાં થવા લાગ્યું, 'ધરતીમાતા! મારગ આપો.'

જતી વખતે એણે કહ્યું, "આ શબ્દો તમારા જેઠને કાને પહોંચશે, મઝલી–વહુ."

મઝલી–વહુ બોલી, "એમના ઘણા શબ્દો મારે કાને આવે છે; મારો એકાદ શબ્દ એમને કાને જશે તો કાન કંઈ અપવિત્ર નહિ થઈ જાય."

લક્ષ્મીએ કહ્યું, "વારુ, પરીક્ષા કરી જોશો એટલે થયું." જરાક અટકીને બોલી, "મારું ખામોખા અપમાન કરવાની જરૂર નહોતી, મઝલી–વહુ, મને પણ સજા કરતાં આવડે છે."

મઝલી-વહુ બોલી, “એ આપ ક્રોધમાં બોલો છો. નહિ, મેં આપનું અપમાન કર્યું નથી, માત્ર આપને મેં મારા સ્વામીનું ખામોખા અપમાન કરવા દીધું નથી.—એ સમજવા જેટલું તો તમે શીખ્યાં છો.”

લક્ષ્મીએ કહ્યું, “હા. માત્ર તમારા ગામડાની સ્ત્રીઓ સાથે કજિયો કરવાનું શીખી નથી.”

મઝલી-વહુએ આ કડવા શબ્દોનો જવાબ આપ્યો નહિ; ચૂપ રહી.

લક્ષ્મી જવાને તૈયાર થઈ બોલી, “એ હારના પૈસા ગમે તેટલા હોય, છોકરાને પ્રેમપૂર્વક આપ્યો હતો; તમારા સ્વામીનું દુઃખ દૂર થશે એવું વિચારી આપ્યો નહોતો. મઝલી-વહુ, મોટા લોકો નામે ગરીબનું અપમાન કરતા ફરે છે એટલું જ માત્ર તમે શીખી રાખ્યું છે, પણ તેઓ પ્રેમ પણ કરી શકે છે એ તમે શીખ્યાં નથી; શીખવું જોઈએ. પણ પછી પગે પડી કાલાવાલા કરવા આવશો નહિ.”

જવાબમાં મઝલી-વહુ માત્ર જરાક મોં મચકાવી હસીને બોલી, “ના, દિદિ, એ બીક તમે રાખશો નહિ.”

૩

પૂરના સપાટામાં માટીનો બંધ જ્યારે તૂટવા માંડે છે ત્યારે તેની નજીવી શરૂઆત જોઈને એમ થતું પણ નથી કે અખંડ જળધોધ આટલા થોડા વખતમાં જ આને આટલું ભયંકર અને આટલું વિશાળ કરી મૂકશે. બરાબર એવું જ હરિલક્ષ્મીનું થયું. સ્વામીની પાસે વિપિન અને તેની સ્ત્રીની વિરુદ્ધ ફરિયાદો જ્યારે પૂરી થઈ, ત્યારે તેના પરિણામની કલ્પના કરીને એ પોતે જ ભય પામવા લાગી. જૂઠું બોલવાનો તેનો સ્વભાવ પણ ન હતો, બોલવા જતાં પણ તેના સંસ્કાર અને મર્યાદા આડે આવતાં હતાં. પરન્તુ ન અટકાવી શકાય એવા જળપ્રવાહની માફક બધાં વાક્યો પોતાની મેળે તેના મોઢામાંથી બહાર ધસી આવ્યાં. તેમાંનાં ઘણાંખરાં સાચાં ન હતાં એમ તે પોતે પણ જાણી શકી. તેમ છતાં પણ તેને અટકાવવાનું પણ તેની શક્તિની બહાર હતું એમ પણ લક્ષ્મીને લાગ્યા વિના રહ્યું નહિ. માત્ર એક વાત તે હજુ બરાબર જાણતી ન હતી,–તે તેના સ્વામીનો સ્વભાવ. એ જેવો નિષ્ઠુર

હતો તેવો જ કિન્નાખોર તેમજ જંગલી પણ હતો. સામાને કષ્ટ આપવાની હદ કઈ છે એ તો જાણે એ જાણતો જ નહિ. આજે શિવચરણે બરાડા નાખ્યા નહિ. બધું સાંભળી લઈ માત્ર કહ્યું, "ભલે, છએક મહિના પછી જોજે; એક વરસ તો થવાનું નથી, એ નક્કી."

અપમાન અને લાંછનાની જવાળા હરિલક્ષ્મીના અંતરમાં સળગી જ રહી હતી. વિપિનની સ્ત્રી સારી પેઠે સજા ભોગવે એ જ એ ઇચ્છતી હતી. પરંતુ શિવચરણ બહાર જતાં તેના મોઢાના આ કેટલાક સામાન્ય શબ્દોનું ફરીફરીને રટણ કરતાં લક્ષ્મીના મનની સ્વસ્થતા ઊડી ગઈ, ક્યાંક જાણે કંઈક ભારે બૂરું થઈ ગયું, એમ જ એને લાગવા માંડ્યું.

કેટલાક દિવસ પછી કંઈક વાત નીકળતાં હરિલક્ષ્મીએ હસતે મોઢે સ્વામીને પૂછ્યું, "એમની બાબતમાં કંઈ કરો છો કે?"

"કોની બાબતમાં?"

"વિપિન દિયેરજીની?"

શિવચરણે નિઃસ્પૃહભાવે કહ્યું, "શું કરવાનો હતો અને મારાથી થઈ પણ શું શકે? હું તો સામાન્ય માણસ રહ્યો ને?"

હરિલક્ષ્મીએ ઉદ્વિગ્ન થઈને કહ્યું, "એટલે?"

શિવચરણ બોલ્યો, "મઝલી–વહુમા કહેતાં જ હતાં ને કે રાજ કંઈ મોટાજીનું નો'ય–અંગ્રેજ સરકારનું છે?"

હરિલક્ષ્મીએ કહ્યું, "એવું કહ્યું'તું? પણ–વારુ–"

"શું વારુ?"

સ્ત્રીએ જરાક સંશય બતાવીને કહ્યું, "પરંતુ મઝલી-વહુ તો એવું કશું ઘણે ભાગે બોલે એવાં નથી. ભારે ચાલાક છે ને? કદાચ વધારી વધારીને લોકો બધું તમારી આગળ કહી ગયા હશે."

શિવચરણે કહ્યું, "નવાઈ નહિ. પણ આ બોલ મેં મારે પોતાને કાને જ સાંભળ્યા છે."

હરિલક્ષ્મીને વિશ્વાસ ન આવ્યો. પરંતુ એ ઘડીને માટે સ્વામીનું મનોરંજન કરવાના હેતુથી એકદમ કોપ પ્રદર્શિત કરીને બોલી ઊઠી, "શું કહો છો? એટલો બધો અહંકાર? મને તો ભલે મન ફાવે એવું કહી ગઈ, પરંતુ જેઠ તરીકે તમારું તો જરાક સન્માન રાખવું જોઈએ?"

શિવચરણ બોલ્યો, "હિંદુના ઘરમાં તો બધાં એમ જ માને છે. ભણેલી ગણેલી વિદ્વાન બાઈ ખરીને? તોપણ મારું અપમાન કર્યું એ તો ઠીક છે, પરંતુ તારું અપમાન કરીને તો કોઈનો ઉગારો નથી. કચેરીમાં જરાક જરૂરી કામ છે, હું જાઉં છું." એમ કહીને શિવચરણ ચાલ્યો ગયો. વાત જે રીતે કઢાવવાની હરિલક્ષ્મીની ઇચ્છા હતી તેમ નીકળી નહિ, બલ્કે એનાથી બિલકુલ ઊંધું જ થયું. સ્વામી ચાલ્યા ગયા પછી એ જ એને વારે વારે યાદ આવવા લાગ્યું.

કચેરીમાં જઈને શિવચરણે વિપિનને બોલાવીને કહ્યું, "પાંચ સાત વરસથી તને કહેતો આવ્યો છું કે, વિપિન, તારું કોઠારું ફેરવ, સૂવાના ઓરડામાં મારાથી હવે ટકાતું નથી, તે શું નહિ જ સાંભળવાનું નક્કી કર્યું છે?"

વિપિન આશ્ચર્યચકિત થઈ બોલ્યો, “ ક્યારે, મને તો એક વાર કહ્યું નથી, મોટાભાઈ ? ”

શિવચરણે અનાયાસે કહ્યું, “ કંઈ નહિ તો દશ બાર વખત મેં મારે મોઢે જ તને કહ્યું છે, તું યાદ ન રાખે તો તને પરવડે, પરન્તુ આટલી મોટી જમીનદારી જેને ચલાવવાની હોય એને કશું ભૂલી ગયે પાલવે નહિ. એ ગમે તેમ હોય પણ તારા પોતામાં તો એટલી અક્કલ હોવી જોઈતી હતી કે પારકી જગામાં પોતાનું કોઢારું રાખવું કેટલા દિવસ નભે ? કાલે જ એને ફેરવી નાખ, મને હવે ફાવતું નથી, આ તને હવે છેલ્લી વારનું જણાવી દીધું. ”

વિપિનના મુખમાંથી જરા સરખો શબ્દ નીકળ્યો નહિ. અકસ્માત્ આ પરમ આશ્ચર્યકારક સૂચનાથી એ એકદમ આભો બની ગયો. તેના બાપદાદાઓના વખતથી જે ગાયની કોઢને એ પોતાની તરીકે માનતો આવ્યો હતો, તે બીજાની છે એવી નરાતાર જુઠ્ઠી વાતનો જવાબ સુધ્ધાં તે આપી શક્યો નહિ. ગુપચુપ પાછો ઘેર આવ્યો.

તેની સ્ત્રીએ બધું વિવરણ સાંભળી કહ્યું, “ સરકારની કચેરી તો ખુલ્લી છે ને ? ”

વિપિન ચૂપ રહ્યો. એ ગમે તેટલો ભોળો માણસ હોય પણ એટલું તો તે જાણતો હતો કે અંગ્રેજ સરકારની અદાલતોનાં મોટાં બારણાં ગમે તેટલાં ખુલ્લાં હોય પણ ગરીબ માણસને અંદર દાખલ થવાનો રસ્તો તો લગારે ખુલ્લો નથી

હોતો. થયું પણ એમ જ. બીજે દિવસે મોટા બાબુના માણસોએ આવીને જૂની અને જીર્ણ કોઠાર તોડી નાંખીને લાંબી દીવાલ ઊભી કરી દીધી. વિપિન થાણામાં જઈને ખબર આપી આવ્યો, પરન્તુ નવાઈ એ થઈ કે શિવચરણની પુરાણી ઈંટની નવી દીવાલ પૂરી ન થઈ ત્યાં લગી એક લાલ પાઘડી પણ એ જગાએ ફરકી નહિ. વિપિનની સ્ત્રીએ હાથની ચૂડી વેચીને અદાલતમાં ફરિયાદ નોંધાવી, પરન્તુ એમાં તો માત્ર ઘરેણાં ગુમાવવા ઉપરાંત કશું થયું નહિ. વિપિનની ફોઈ જેવી ગણાતી કોઈ હિતૈષિણી આ મુશ્કેલીમાં હરિલક્ષ્મીની પાસે જઈ પહોંચી હતી એટલે તેણે વિપિનની સ્ત્રીને સલાહ કહાવી હતી, એનો એણે જવાબ આપ્યો કે, " વાઘની સામે બે હાથ જોડી ઊભા રહેવામાં લાભ શો, ફોઈબા ? જીવ તો જવાનો તે જાય જ, માત્ર અપમાન થાય તે વધારાનું. "

આ વાત હરિલક્ષ્મીને કાને આવી ત્યારે એ ચૂપ રહી, પણ ઉત્તર આપવાનો પ્રયત્ન સુધ્ધાં કર્યો નહિ.

પશ્ચિમમાંથી પાછી આવી ત્યારથી એનું શરીર કોઈ પણ દિવસ પૂરેપૂરું સારું રહ્યું ન હતું. આ બનાવને મહિનો થાય તે પહેલાં જ એ ફરી તાવથી પટકાઈ પડી. થોડોક વખત ગામમાં જ દવા કરી, પરન્તુ કશો ફેર પડ્યો નહિ ત્યારે દાક્તરની સલાહ પ્રમાણે ફરીથી તેને બહારગામ જવાની તૈયારી કરવી પડી.

અનેક કામની ધમાલમાં આ વખતે શિવચરણ સાથે જઈ

શકયો નહિ, દેશમાં જ રહ્યો. જતી વખતે સ્વામીને એક વાત કહેવાને માટે એ મનમાં મનમાં અકળાવા લાગી, પરંતુ મોં ફાડીને કેમે કરી આ બધા લોકોની આગળ તે વાત કરી શકી નહિ. એને વારેવારે એમ થવા લાગ્યું કે જે વિનંતિ કરવી છે એનો અર્થ એ નહિ સમજે.

૪

હરિલક્ષ્મીનું રોગિષ્ઠ શરીર બરાબર સારું થતાં આ વખતે બહુ વખત લાગ્યો. લગભગ એકાદ વરસ પછી એ બેલપુર પાછી આવી. માત્ર જમીનદારની લાડકી પત્ની તરીકે જ નહિ પણ ભર્યાભાદર્યા કુટુંબની ગૃહિણી તરીકે. મહોલ્લાની સ્ત્રીઓ ટોળે વળી જોવા આવી. જે સંબંધમાં મોટી હતી તે આશીર્વાદ આપતી, જે નાની હતી તે પ્રણામ કરીને ચરણરજ લેતી. આવી નહિ માત્ર વિપિનની સ્ત્રી. એ આવશે નહિ એમ હરિલક્ષ્મી જાણતી હતી. આ એક વરસમાં એમનું શું થયું છે, બધા ફોજદારી અને દીવાની કેસો તેમની સામે ચાલતા હતા એનું શું પરિણામ આવ્યું છે, વગેરે બધા સમાચાર કોઈની પણ પાસેથી જાણવાનો એ પ્રયત્ન કરતી નહિ. શિવચરણ કદીક ઘેર, તો કદીક પશ્ચિમમાં, સ્ત્રીની પાસે જઈ રહેતો. જ્યારે જ્યારે મેળાપ થતો ત્યારે સૌથી પહેલાં એના મનમાં એ લોકોની વાત યાદ આવતી, તેમ છતાં પણ એકે દિવસ એણે સ્વામીને પૂછ્યું નહિ. પ્રશ્ન પૂછતાં જાણે એને બીક લાગતી. મનમાં થતું કે આટલા દિવસે ગમે તેમ પણ

બધાની પતાવટ થઈ ગઈ હશે અથવા તો ક્રોધની તે ઉગ્રતા હવે નહિ રહી હોય—તો વળી પૂછાપૂછ કરવાથી રખેને પાછો પેલો બુઝાયેલો અગ્નિ ભભૂકી ઊઠે ! આમ શંકાને લીધે એ એવો જ ભાવ ધારણ કરી રહેતી કે જાણે એ બધી તુચ્છ વાતો તો એના ધ્યાનમાં પણ નથી. બીજી બાજુ શિવચરણ પણ પોતાની મેળે કોઈ પણ દિવસ વિપિનને વિષે ચર્ચા કરતો નહિ. સ્ત્રીના અપમાનની વાત ભુલાઈ ગઈ નથી; એટલું જ નહિ, પણ ઊલટું તેની ગેરહાજરીમાં જરૂર જોગી વ્યવસ્થા કરી રાખી છે, એ વસ્તુ તે હરિલક્ષ્મીથી છુપાવી રાખતો. એની ઇચ્છા એવી હતી કે લક્ષ્મી ઘેર આવીને પોતાની આંખે જ બધું જોઈ કરીને આનંદ અને આશ્ચર્યથી છક થઈ જાય !

દિવસ ચડી જાય એ પહેલાં જ ફોઈબાએ ફરી ફરી સ્નેહ-પૂર્વક ટોકવાથી લક્ષ્મી સ્નાન કરીને આવી કે તરત જ તેમણે ઉત્કંઠાપૂર્વક કહ્યું, "તારું શરીર સારું નથી, વહુ—મા, નીચે જવાનું કામ નથી. અહીં જ પાટલો માંડીને થાળી ભલે આપી જતી."

લક્ષ્મીએ વાંધો ઉઠાવી હસતાં હસતાં કહ્યું, "શરીર તો પહેલાંના જેવું જ સારું થઈ ગયું છે, ફોઈબા, હું રસોડે જઈને ખાઈશ, ઉપર લઈ લાવવાની જરૂર નથી. ચાલો, નીચે જ જઈએ."

ફોઈબાએ તેને રોકી, શિવનાથની મનાઈ છે એમ જણા-વ્યું અને તેમના જ હુકમથી નોકરડી ઓરડીમાં જ જમીન

ઉપર આસન ગોઠવી ગઈ. બીજી જ ક્ષણે રસોઇયણે થાળ લાવી હાજર કર્યો. તે પાછી ગઈ એટલે લક્ષ્મીએ આસન ઉપર બેસીને પૂછ્યું, " આ રસોઇયણ કોણ, ફોઈબા ? પહેલાં તો જોઈ નહોતી ? "

ફોઈબા હસીને બોલ્યાં, " ઓળખી નહિ ? વહુમા, એ તો આપણા વિપિનની વહુ."

લક્ષ્મી સ્તબ્ધ બનીને બેસી રહી. મનમાં ને મનમાં તેણે વિચાર કર્યો કે તેને અચંબો પમાડવાને માટે જ આવડું મોટું કાવતરું આ પ્રમાણે ગુપ્ત રાખવામાં આવ્યું હતું. થોડીવારે પોતે સ્વસ્થ બનીને જિજ્ઞાસુ મુખે ફોઈબાના મોઢા સામે જોઈ રહી.

ફોઈબા બોલ્યાં, " વિપિન મરી ગયો છે એ તો સાંભળ્યું ને ? "

લક્ષ્મીએ સાંભળ્યું કશું જ ન હતું, પરંતુ આ તેનું ખાવાનું આપી જનાર વિધવા છે એટલું તો જોતાં વેંત જ પારખી જવાય એવું હતું. એણે માથું ધુણાવી કહ્યું, " હા. "

ફોઈબાએ બાકીની ઘટનાનું વિવરણ કરીને કહ્યું, "જે કંઈ ધૂળઢેફાં હતાં તે કેસમાં બધું ખલાસ કરીને વિપિન મરી ગયો. દેવામાં ને દેવામાં ઘર પણ જાત, એ તો મેં જ શિખામણ આપી, ' મેજ–વહુ, વરસ બે વરસ તનતોડી મહેનત કરીને પૈસા વાળી આપીશ તો તારા સગીર છોકરાને ઊભા રહેવાનું ઠેકાણું રહેશે."

લક્ષ્મી ફિક્કે ચહેરે તેમ ને તેમ જ પલકારો પણ પાડ્યા વિના નિઃશબ્દ જોઈ રહી. ફોઈબાએ એકદમ અવાજ નાનો કરીને કહ્યું, "તો પણ મેં એક દિવસ એને બાજુએ બોલાવી કહ્યું હતું, 'મેજ–વહુ, જે થવાનું હતું એ તો થયું. હવે તો માગી કરીને ગમે તે રીતે પણ એકવાર કાશી જઈને વહુમાને પગે પડ! છોકરાને લઈ જઈને એમના પગ આગળ નાખીને કહેજે, દિદિ, આનો તો કાંઈ વાંક નથી, એને બચાવો."

બધી વાત ફરીથી કહેવા જતાં ફોઈબાની આંખો પાણીથી છલકાઈ ગઈ. છેડા વતી લૂછી નાંખીને તે બોલ્યાં, "પણ એ તો માથું નીચું ઘાલીને મોઢું સીવી બેસી રહી. હા, ના— કશો જ જવાબ સુધ્ધાં આપ્યો નહિ."

હરિલક્ષ્મીને લાગ્યું કે આ બધા જ અપરાધનો ભાર તેના પોતાના માથા પર જઈ પડ્યો છે. એના મોઢામાં બધી રસોઈ કડવી ઝેર જેવી થઈ ગઈ અને એક કોળિયો પણ જાણે ગળેથી ઊતરતો ન હતો. ફોઈબા, કંઈ એક ક્ષણને માટે બહાર ગયાં હતાં, તેઓ પાછાં આવતાં પીરસેલી રસોઈની સ્થિતિ જોઈને આકુળવ્યાકુળ થઈ ગયાં ને બૂમ મારી, "વિપિનની વહુ! ઓ વિપિનની વહુ!"

વિપિનની વહુ બારણા બહાર આવી ઊભી રહેતાં તેઓ ઝણૂણી ઊઠ્યાં; ક્ષણ પહેલાંની તેમની કરુણાભરી આંખો આંખના પલકારામાં તો ક્યાંય બદલાઈ ગઈ; તીક્ષ્ણ સ્વરે બોલ્યાં, "આમ બેદરકારીથી કામ કર્યે નહિ, પાલવે વિપિનની

વહુ ! વહુમા એક દાણો પણ મોંમાં મૂકી શક્યાં નહિ, એવું તો રાંધ્યું છે. ”

બહારથી આ તિરસ્કારનો કશો ઉત્તર આવ્યો નહિ, પરંતુ બીજાનું અપમાન થયું તેના ભારથી શરમ અને વેદનાનું માર્યું ઓરડામાં હરિલક્ષ્મીનું માથું નીચું નમી ગયું. ફોઈબાએ ફરીથી કહ્યું, “ ચાકરી કરવા આવી ને સરસામાન બગાડે એ ન ચાલે બેટા, બીજાં બધાં જેવી રીતે કામ કરે છે એવી જ રીતે તારે પણ કરવું પડશે, એ કહી મૂકું છું.”

વિપિનની સ્ત્રી આ વેળા આસ્તે આસ્તે બોલી; “ ખરા દિલથી એમ કરવા તો મથું છું, ફોઈબા, આજે કદાચ બગડી ગયું હશે. ” એમ બોલીને એ નીચે ચાલી ગઈ, એટલે લક્ષ્મી ઊભી થઈ કે તરત જ ફોઈબા હાય હાય કરી ઊઠ્યાં. લક્ષ્મીએ મૃદુ કંઠે કહ્યું, “ શાને દુ:ખ કરો છો, ફોઈબા ? મારું શરીર સારું નથી એટલે જ ખાઈ શકી નહિ. મઝલી–વહુની રાંધવામાં કસૂર ન હતી. ”

હાથ મોઢું ધોઈ પોતાના સૂના ઓરડામાં આવી ત્યારે હરિલક્ષ્મીનો શ્વાસ જાણે રૂંધાઈ જવા લાગ્યો. બધી રીતનું અપમાન સહીને પણ વિપિનની વહુ ભલે આજ પછી પણ આ જ ઘરમાં ચાકરી કરી શકે, પરંતુ આજ પછી ગૃહિણીપણાનું ગધ્ધાવૈતરું ઢસડવામાં તેના પોતાના દિવસો શી રીતે વીતશે ? વળી મઝલી–વહુને તો એક સાંત્વન પણ બાકી છે—વિના દોષે દુ:ખ સહેવાનું સાંત્વન; પરંતુ તેને પોતાને માટે એવું શું બાકી રહેલું છે ?

રાતે સ્વામીની સાથે શી વાત કરવી એ પણ હરિલક્ષ્મીને બરાબર સૂઝ્યું નહિ. આજે તેના મોઢાના એક શબ્દથી વિપિનની સ્ત્રીનું બધું દુઃખ દૂર થઈ શકત. પરન્તુ એક નિરુપાય અબળા ઉપર જે માણસ આવું ભયંકર વેર લઈ શકે, જેના પૌરુષને એ ખટક્યું પણ નહિ, તેની પાસે ભિક્ષા માગવાની હીનતા કરવાનું કેમે કર્યું લક્ષ્મીને મન થયું નહિ.

શિવચરણે જરાક હસીને પૂછ્યું, "મઝલી–વહુને જોઈ કે? કહું છું, કેવુંક રાંધે છે?"

હરિલક્ષ્મી જવાબ આપી શકી નહિ. તેના મનમાં થયું, આ આદમી જ તેનો સ્વામી! અને આખી જિંદગી એની જ સાથે તેને ઘર કરી રહેવું પડશે! એટલું મનમાં આવતાં એને થયું, 'ધરતી માતા! મારગ આપો!'

બીજે દિવસે સવારે ઊઠતાં જ લક્ષ્મીએ દાસી મારફત ફોઈબાને કહેવરાવ્યું કે મને તાવ આવ્યો છે, મારે કશું ખાવું નથી. ફોઈબાએ ઓરડીમાં આવી, ઊલટતપાસ કરી લક્ષ્મીને અકળાવી નાખી—તેના મુખના ભાવ અને કંઠસ્વરથી તેમને કેમ જાણે સંશય પડ્યો કે લક્ષ્મી કંઈ છુપાવવાનો પ્રયત્ન કરે છે. એમણે કહ્યું, "પરન્તુ તમને કંઈ ખરેખર અસુખ થયું દેખાતું નથી, વહુ–મા?"

લક્ષ્મીએ માથું ધુણાવીને જોરપૂર્વક કહ્યું, "મને તાવ આવ્યો છે, મારે કંઈ જ ખાવું નથી."

દાક્તર આવતાં તેને બારણા બહારથી જ લક્ષ્મીએ વિદાય

કરી દીધો, "આપ જાણો તો છો કે આપની દવાથી મને કશો ગુણ થતો નથી—આપ પધારો."

શિવચરણે આવી અનેક પ્રશ્નો પૂછ્યા, પરંતુ એકેનો જવાબ મળ્યો નહિ.

બીજા બે ત્રણ દિવસ જ્યારે આમ ને આમ વીતી ગયા ત્યારે ઘરનાં બધાં જ જાણે કોઈ અજાણી આશંકાથી ઉદ્વિગ્ન થઈ ગયાં.

તે દિવસે પાછલો પહોર હતો. લક્ષ્મી નાહવાની ઓરડીમાંથી ગુપચુપ ધીમે પગલે આંગણાની એક બાજુએ થઈ ઉપર જતી હતી. ફોઈબા રાંધણિયાના વરંડામાંથી એ જોઈ ને ચીસ પાડી ઊઠયાં, "જુઓ વહુ–મા, વિપિનની વહુનું કામ, હેં મઝલી-વહુ, આખરે ચોરી શરૂ કરી?"

હરિલક્ષ્મી પાસે જઈ ઊભી રહી. મઝલી–વહુ જમીન ઉપર બોલ્યા ચાલ્યા વિના નીચે મોંએ બેઠેલી હતી. ખાવાનું ભરેલી એક થાળી ટુવાલ ઢાંકીને સામે મૂકેલી હતી. તે બતાવીને ફોઈબા બોલ્યાં, "તમે જ કહો, વહુ–મા, આટલાં ભાત શાક એક માણસ તે ખાઈ શકે? ઘરે લઈ જાય છે છોકરાને માટે—શિવચરણને કાને વાત ગઈ તો જીવતી નહિ રહે—ગરદન પકડીને હડેહડે કરી હાંકી કાઢશે. વહુ–મા! તમે માલિક છો, તમે જ આનો ન્યાય કરો." આટલું બોલીને ફોઈબાએ જાણે પોતાની એક ફરજ પૂરી કરી હોય એમ હાંફ ખાધી.

તેમના મોટા અવાજથી ઘરનાં ચાકર, દાસી, માણસો

જે જ્યાં હતાં તે બધાંય તમાશો જોવા દોડી આવ્યાં, અને એમ સૌની વચમાં ચુપચુપ બેઠાં હતાં પેલા ઘરની મઝલી–વહુ અને તેમની શેઠાણી આ ઘરની ગૃહિણી.

આટલી નાની, નજીવી ચીજ માટે આવડું મોટું ઘમસાણ થાય એનો લક્ષ્મીને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો. આરોપનો જવાબ આપવાનું તો દૂર રહ્યું પણ અપમાન, અભિમાન અને લજ્જાથી તે મોં પણ ઊંચું કરી શકી નહિ. લજ્જા, બીજાને માટે નહિ તેને પોતાને માટે જ. આંખોમાંથી આંસુ ટપકવા લાગ્યાં. તેના મનમાં થયું, આટલાં માણસોની સમક્ષ પોતે જ જાણે પકડાઈ ગઈ છે અને વિપિનની સ્ત્રી જ તેનો ન્યાય કરવા બેઠી છે.

બેત્રણ મિનિટ એમ ને એમ બેસી રહીને એકદમ ભારે પ્રયત્નપૂર્વક પોતાને કાબૂમાં રાખી લક્ષ્મીએ કહ્યું, "ફોઈબા રે ! તમે બધાં જ એકવાર આ ઓરડામાંથી જાઓ."

તેના ઇશારાથી બધાં બહાર ગયાં, એટલે લક્ષ્મી ધીરે ધીરે મઝલી–વહુની પાસે જઈ બેઠી. હાથ વડે તેનું મુખ ઊંચું કરીને જોયું. તેની પણ બન્ને આંખોમાંથી આંસુ વહી રહ્યાં હતાં. તે બોલી, "મઝલી–વહુ હું તારી દિદિ છું." એટલું કહીને પોતાના છેડા વતી તેનાં આંસુ લૂછી નાખ્યાં.

---

